


શ્રી મહાદેવનું અધ્યાત્મ સ્વરૂપ	પાનું ૪૫

ૐ

અધ્યાત્મજ્ઞાન　　　　　　　　　　પુસ્તક પહેલુ

# Light of India

## હિંદનો પ્રકાશ

શ્રીમહાદેવનું અધ્યાત્મ સ્વરૂપ

# કર્મ


લેખક અને પ્રકાશક

રતીલાલ નૌતમરામ પંડિત

૨૫. અમૃતવાડી ગીરગામ બેકરોડ–મુબઈ



ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસમા મદનલાલ ઇચ્છારામ દેસાઇએ છાપ્યુ
સાસુન બિલ્ડીંગ સર્કલ કોટ–મુબઈ

સને ૧૯૨૪

મૂલ્ય રૂ. ૨–૦–૦

# Light of India



# હિંદનો પ્રકાશ.



## શ્રીમહાદેવનું સ્વરૂપ.

હિંદુ ધર્મશાસ્ત્રમાં શ્રી મહાદેવના સ્વરૂપનુ વર્ણન છે અને શ્રીમહાદેવ પૃથ્વી ઉપર સર્વથી સમર્થ દેવ છે એવુ જ્ઞાનથી મનુષ્ય માત્રને સમજાવ્યુ છે વેદ, પુરાણ, ઉપનિષદ્ વિગેરે મહાન્ પવિત્ર અને આત્મજ્ઞાન સમજાવનારા ગ્રંથો પણ શ્રીમહાદેવના સ્વરૂપનુ વર્ણન કરે છે અને મનુષ્ય માત્રને શ્રીમહાદેવના સ્વરૂપની સેવા પૂજા કરવાનો ઉપદેશ આપે છે, કારણ કે શ્રીમહાદેવ પૃથ્વી ઉપર સર્વથી સમર્થ દેવ છે અને મનુષ્ય માત્રને તેમના કર્મનુ ફળ આપે છે.

શ્રીમહાદેવનુ સ્વરૂપ મનુષ્યને વેદાત સમજાવે છે અને વેદાંતને વહેવારમા મુકવાનું જ્ઞાન આપે છે વેદ અને વેદાતરૂપે શ્રીમહાદેવનું સ્વરૂપ પ્રકાશ આપે છે, તે પ્રકાશ (તેજ)થી મનુષ્ય જ્ઞાન અને કર્મને એક રૂપ જુએ છે, અને જ્ઞાનથી કર્મ કરીને તેનુ ફળ મેળવે છે **શ્રીમહાદેવનું સ્વરૂપ પ્રકાશ આપે છે તેથી મનુષ્ય પોતાનો ધર્મ, અર્થ, કામ અને મોક્ષને જોઈ શકે છે, સમજી શકે છે, અને તેને મેળવી શકે છે.** શ્રીમહાદેવનુ સ્વરૂપ પૃથ્વી ઉપર જ્ઞાનથી પ્રકાશ આપીને કર્મનુ શ્રેષ્ઠ જ્ઞાન આપે છે તેથી આ પુસ્તકમા **શ્રીમહાદેવના સ્વરૂપને "હિંદનો પ્રકાશ" (LIGHT OF INDIA) રૂપે પ્રગટ કર્યું છે.**

# Star of India



# "હિંદનો તારો"



## શ્રીગણપતિદેવનું સ્વરૂપ

હિંદુ ધર્મશાસ્ત્રમા મનુષ્ય માત્રને આજ્ઞારૂપે અને જ્ઞાનરૂપે સમજાવ્યુ છે કે દરેક મનુષ્યે પોતાના શુભ અથવા અશુભ કર્મ કરવા પહેલા પ્રથમ શ્રીગણપતિદેવનુ પૂજન કરવુ અને તેમના અધ્યાત્મ સ્વરૂપનુ ધ્યાન ધરીને અને તેમના જેવા થઈને કર્મ કરવુ, કારણ કે મનુષ્યના કર્મમા વિઘ્ન આવે છે તેથી મનુષ્યના કર્મ થતા નથી અને તેમને ફળ મળતુ નથી તેથી મનુષ્ય કર્મમા ડુબેલા રહે છે શ્રીગણપતિદેવની સેવા પૂજા કરવાથી અને તેમના અધ્યાત્મ સ્વરૂપનુ ધ્યાન ધરીને કર્મ કરવાથી મનુષ્યના કર્મ પુરા થાય છે અને કર્મનુ ફળ મેળવીને મનુષ્ય પોતાના કર્મમાથી તરી જાય છે **શ્રીગણપતિદેવ મનુષ્ય માત્રને તેમના કર્મમાં વિઘ્ન આવે તેમાંથી બચાવનાર અને મદદ કરીને કર્મ પુરૂં કરાવીને તારનાર સમર્થ દેવ છે તેથી શ્રીગણપતિદેવ પૃથ્વી ઉપર તારાની જેમ પ્રત્યક્ષ સ્વરૂપની મૂર્તિરૂપે કાયમ રહેલા છે.**

મનુષ્યને તેના કર્મમાથી ફળ અપાવીને તારે છે તેથી શ્રીગણપતિદેવના અધ્યાત્મ સ્વરૂપના વર્ણનને આ પુસ્તકમા **"હિંદના તારા રૂપે"** (STAR OF INDIA) **પ્રગટ કર્યું છે.**

## અર્પણ પત્રિકા

### મેશર્શ એમ કાનજીની કંપની

કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ મુબઈ

**માનવંત શેઠ સાહેબો,**

પૃથ્વી ઉપર કર્મમાર્ગમા કર્મ કરનારાઓમા આપ પણ એક કર્મ કરનારા છો, બીજા મનુષ્યોને કર્મ આપો છો અને તેમને તેમના કરેલા કર્મનુ ફળ આપો છો. તેમોએ મને કર્મ આપેલુ છે તે કર્મ મેં તમારે જ મહિરે રહીને મારા પોતાના કર્મમાર્ગનુ કર્મ સમજીને કરેલુ છે અને તે કર્મના બદલામા તમારા તરફથી મને નિયમિત ફળ પણ મળતુ રહેલુ છે

મારા કરેલા કર્મની પૂજારૂપે, કર્મની ફીલોસોફીરૂપ આ (Light of India લાઈટ ઓફ ઈન્ડીયા) હિંદનો પ્રકાશ જેમા શ્રીમહાદેવનું અધ્યાત્મ સ્વરૂપ સમજાવેલુ છે, અને બીજા ભાગમા ( Star of India સ્ટાર ઓફ ઈન્ડીયા) હિંદનો તારો જેમા શ્રીગણપતિદેવનું અધ્યાત્મ

સ્વરૂપ સમજાવેલુ છે, તે પવિત્ર પુસ્તક ઘણાજ માન સાથે અને સ્નેહપૂર્વક આપને અર્પણ કરૂં છુ તે કૃપા કરીને સ્વીકારીને સદાને આભારી કરશો આપ એક દેશી વીમા કંપની "ધી યુની વરસલ ફાયર એન્ડ જનરલ ઈન્શ્યોરન્સ કંપની લીમીટેડના મેનેજીંગ એજન્ટસ છો," અને એક પરદેશી વીમા કંપની "ધી મેન્યુફેક્ચરર્સ લાઈફ ઇન્શ્યોરન્સ કંપની ઓફ ટોરોંટો, કેનેડા"ના હિંદુસ્તાન ખાતેના જનરલ એજન્ટસ છો, તે ઉપરાંત આપ બીજા પણ ફળ આપે તેવા કામ કરો છો, બીજા મનુષ્યોને કામ આપો છો અને તેમને ફળ આપો છો, માટે આપના કર્મમા આપનો જય ઇચ્છીને આ પવિત્ર પુસ્તક આપને અર્પણ કરૂ છુ અને તે સ્વીકારવા વિનતિ કરૂ છુ.

મુંબઈ આપના સેવક રૂપે

અકટોમ્બર ૧૯૨૪ રતીલાલ નૌતમરામ પંડિત

# નિવેદન

પૃથ્વી ઉપર દરેક મનુષ્યો પોતાના ધર્મ પ્રમાણે કર્મ કરે છે અને ફળ મેળવે છે ધર્મશાસ્ત્રો મનુષ્યને જ્ઞાન આપે છે, આત્મ-જ્ઞાન સમજાવે છે અને કર્મ કરવાનો ઉપદેશ આપે છે. ધર્મશાસ્ત્રો અનત જ્ઞાનથી ભરપુર છે અને મનુષ્યને સંપૂર્ણ જ્ઞાન આપે છે જ્ઞાન મેળવીને મનુષ્યો કર્મ કરે છે તેથી તેઓ ફળ મેળવે છે

મનુષ્યો કર્મ કરે છે પણ કર્મના સ્વરૂપને કોઈ જાણતું નથી અને જેઓ કર્મના સ્વરૂપને જાણે છે તે તો ઘણા થોડા જ મનુષ્યો છે. કર્મ કરવું છે પણ કર્મ કેવુ છે, કેવડું છે, કયા છે, કેવી રીતે કરવુ તે વિશેનું સંપૂર્ણ જ્ઞાન મનુષ્યને ધર્મશાસ્ત્રમાથી મળતું નથી કારણ કે ધર્મશાસ્ત્ર મનુષ્યને જ્ઞાન અને આત્મજ્ઞાન સમજાવીને કર્મ કરવાનો જ ઉપદેશ આપે છે મનુષ્યને કર્મનુ જ્ઞાન મળતું નથી તેથી મનુષ્યનું કર્મ બગડે છે, સંપૂર્ણ થતું નથી અને ફળ મળતું નથી

ધર્મશાસ્ત્રો દેવના સ્વરૂપનાં વર્ણન કરે છે, અને દેવની સેવા પૂજાનો વિધિ બતાવે છે. ધર્મશાસ્ત્રમા બતાવ્યા પ્રમાણે મનુષ્ય માત્ર દેવના સ્વરૂપની સેવા પૂજા કરે છે અને તે સ્વરૂપને પોતાના ઇશ્વરનું રૂપ માને છે. ધર્મશાસ્ત્રમા બતાવ્યા પ્રમાણે દેવના સ્વરૂપની સેવા પૂજા કરે છે તે છતાં પણ મનુષ્યનુ કર્મ બગડે છે અને તેનું જેવુ જોઇએ તેવું ફળ મળતું નથી.

દેવનું સ્વરૂપ મનુષ્યને જ્ઞાન અને કર્મનું એક રૂપ બતાવે છે અને જ્ઞાનથી કર્મના સ્વરૂપનાં દર્શન કરાવે છે દેવનું સ્વરૂપ મનુષ્યને સપૂર્ણ જ્ઞાન આપે છે તેથી મનુષ્ય પોતાનું કર્મ સંપૂર્ણ કરે છે અને

ફળ મેળવે છે દેવનુ સ્વરૂપ મનુષ્યને જ્ઞાન આપે છે, કર્મ કરાવે છે અને ફળ અપાવે છે દેવનુ સ્વરૂપ જ કર્મનુ ચોખ્ખુ અને સપૂર્ણ જ્ઞાન આપી શકે છે માટે પૃથ્વી ઉપર દેવનું સ્વરૂપ જ શ્રેષ્ઠ છે અને તે દેવનુ સ્વરૂપ મનુષ્યનુ કલ્યાણ કરનાર (કર્ત્તા) મૂર્તિરૂપે પૃથ્વી ઉપર પ્રત્યક્ષ છે.

ધર્મશાસ્ત્રો વેદ, ઉપનિષદ્ તથા શિવપુરાણ વિગેરે પવિત્ર ગ્રથોમા શ્રીમહાદેવના સ્વરૂપનુ જ વર્ણન કરેલુ છે અને શ્રીમહાદેવની સેવા પુજા કરવાનો વિધિ બતાવ્યો છે જ્ઞાનથી સમજાવ્યુ છે કે શ્રીમહાદેવ સર્વ સમર્થ દેવ છે અને મનુષ્ય માત્રનુ કલ્યાણ કરીને સર્વેને મોક્ષ આપે છે, માટે દરેક મનુષ્યે શ્રીમહાદેવના સ્વરૂપની જ સેવા પૂજા કરવી કારણ કે પૃથ્વી ઉપર સર્વ સમર્થ દેવ શ્રીમહાદેવ વગર બીજા કોઈ દેવ મનુષ્યને મોક્ષ આપી શકતા નથી.

ધર્મશાસ્ત્રમાથી મનુષ્ય જ્ઞાન મેળવે છે અને જ્ઞાન મેળવીને કર્મ કરે છે જ્ઞાન મેળવીને મનુષ્ય જે કર્મ કરે છે તે કર્મ શ્રીમહાદેવનુ અધ્યાત્મ સ્વરૂપ છે કારણ કે કર્મનુ સ્વરૂપ જ શ્રીમહાદેવનું સ્વરૂપ છે. શ્રીમહાદેવનુ સ્વરૂપ કર્મ છે.

શ્રીમહાદેવનું સ્વરૂપ મનુષ્યને કર્મનુ જ્ઞાન પોતાના સ્વરૂપમાંથી આપે છે અને સમજાવે છે, કર્મ કરાવે છે અને તેનું ફળ અપાવે છે શ્રીમહાદેવના સ્વરૂપને ભજવાથી મનુષ્યને કર્મનુ સપૂર્ણ જ્ઞાન મળે છે અને કર્મનુ જ્ઞાન મેળવીને મનુષ્ય કર્મ કરીને ફળ મેળવે છે દેવના સ્વરૂપ ઉપરથી જ્ઞાન મેળવીને કર્મ કરવાથી કર્મ ફળ આપે છે અને તેથી મનુષ્યનુ કલ્યાણ થાય છે

પૃથ્વી ઉપર દરેક મનુષ્યને કર્મ કરવાનું છે અને ફળ મેળવવાનું છે કર્મમાર્ગમાં શ્રીમહાદેવના સ્વરૂપનુ વર્ણન અને સ્વરૂપના

જ્ઞાનની ઘણીજ જરૂર છે કારણ કે શ્રીમહાદેવનુ સ્વરૂપ મનુષ્યને કર્મનું સંપૂર્ણ જ્ઞાન આપે છે. શ્રીમહાદેવનુ સ્વરૂપ મનુષ્યને ધર્મ સમજાવે છે, કર્મ કરાવે છે અને કર્મનુ ફળ અપાવે છે તેથી દરેક મનુષ્યને કર્મમાર્ગમા શ્રીમહાદેવ રૂપ કર્મના સ્વરૂપનુ જ્ઞાન થાય તે હેતુથી આ પુસ્તક લખ્યું છે.

૧ આ પુસ્તકમા પ્રથમ જ્ઞાનમાર્ગનું વર્ણન છે તેમા શ્રી-મહાદેવનીજ સેવા પૂજા કરવી અને શ્રીમહાદેવનાજ ભક્ત થવુ તેનું કારણ મનુષ્યને સમજાવ્યુ છે શ્રીમહાદેવનુ આત્મસ્વરૂપ બતાવ્યું છે અને શ્રીમહાદેવ શું ફળ આપે છે તે સમજાવ્યુ છે.

૨ ત્યાર પછી કર્મમાર્ગનુ વર્ણન છે કર્મમાર્ગમા કર્મનું સ્વરૂપ શ્રીમહાદેવનુજ સ્વરૂપ છે તે સ્પષ્ટ રીતે સમજાવ્યુ છે. કર્મ શુ છે, કર્મ કેવુ છે, કર્મ કયા છે, કર્મ કરવાના સાધન અને કર્મ કરવાની જગ્યા કયા છે તે સર્વેનુ જ્ઞાન શ્રીમહાદેવનું સ્વરૂપજ મનુષ્યને સમ-જાવે છે તેથી કર્મમાર્ગમાં શ્રીમહાદેવરૂપ કર્મનુ સ્વરૂપ મનુષ્યોને સમર્થ દેવરૂપ છે તે અનુભવથી જોઈ શકાય છે.

૩ ત્યાર પછી શ્રી મહાદેવના આત્મ સ્વરૂપનુ વર્ણન છે. શ્રીમહાદેવ આત્મા છે અને આત્મારૂપેજ પૃથ્વી ઉપર કાયમ રહે છે તે સમજાવ્યું છે જ્ઞાનથી કર્મનું પણ આત્મસ્વરૂપ બતાવ્યું છે અને કર્મ પણ આત્મારૂપે પૃથ્વી ઉપર કાયમ રહે છે તે સમજાવ્યું છે.

૪ ત્યાર પછી શ્રીમહાદેવના અધ્યાત્મ સ્વરૂપનુ વર્ણન છે. અધ્યાત્મ સ્વરૂપ ઉપરથી કર્મનુ સપૂર્ણ જ્ઞાન મળે છે અને કર્મ કેમ કરવુ, કેવી રીતે કરવુ, શું કર્મ કરવું, કર્મ કયા કરવુ વિગેરેનું યોગ્ય જ્ઞાન મળે છે. કર્મનુ સપૂર્ણ જ્ઞાન શ્રીમહાદેવના અધ્યાત્મસ્વરૂપ ઉપરથીજ મળે છે તે સમજાવ્યું છે અને કર્મ કરવાથી શું ફળ મળે

છે તે પણ બતાવ્યું છે કર્મનું સંપૂર્ણ જ્ઞાન શ્રીમહાદેવનુ અધ્યાત્મસ્વરૂપ જ આપે છે, અને તે સ્વરૂપવાળા થઇને કર્મ કરવાથી શ્રીમહાદેવ ફળ આપે છે તે સમજાવ્યુ છે

૫ ત્યાર પછી શ્રીમહાદેવના લિંગ સ્વરૂપનું વર્ણન છે. શ્રીમહાદેવના લિંગનુ સપૂર્ણ જ્ઞાન કર્મમાર્ગમા કર્મનુ બતાવ્યુ છે લિંગ સ્વરૂપ ઉપરથી જ્ઞાન મેળવીને કર્મ કરવાથી લિંગરૂપ ફળ આપે છે તે બતાવ્યુ છે.

૬ ત્યાર પછી શ્રીમહાદેવના વાહન નદી સ્વરૂપનું વર્ણન આપેલું છે. કર્મમાર્ગમા શ્રીમહાદેવના નદીનુ સ્વરૂપ બતાવ્યું છે અને સમજાવ્યુ છે નદી શ્રીમહાદેવનુ વાહન છે અને કર્મમાર્ગમા તે નંદી સ્વરૂપના અધ્યાત્મ દર્શન થાય છે તે બતાવ્યું છે.

૭ ત્યાર પછી શ્રીપાર્વતી દેવીના સ્વરૂપનું વર્ણન છે. શ્રીપાર્વતી દેવી શ્રીમહાદેવના પત્ની છે અને સતી છે, તેવી જ રીતે કર્મમાર્ગમા કર્મદેવને પણ પત્ની છે અને તેના પણ દર્શન કરાવ્યા છે.

૮ પૃથ્વી ઉપર સર્વે મનુષ્યો વિદ્વાન્ છે, ડાહ્યા છે, સમજણવાળા છે અને જ્ઞાની છે મનુષ્યો તત્વવેત્તા છે, ધર્મવેત્તા છે, જ્ઞાનવેત્તા છે અને કર્મવેત્તા છે અને પૃથ્વી ઉપર રહીને કર્મ કરવાવાળા છે તે પ્રસિદ્ધ છે, પણ તે સર્વે મનુષ્યો પોતાના મનથી ચાલનારા છે તેનુ પ્રત્યક્ષ સ્વરૂપ બતાવ્યુ છે. દેવરૂપ અને દાનવરૂપનુ વર્ણન આપેલું છે અને મનુષ્યને મનુષ્યનું અધ્યાત્મ સ્વરૂપ સમજાવ્યુ છે તે ઉપરથી મનુષ્ય પોતે પોતાનું અધ્યાત્મ સ્વરૂપ અનુભવથી જાણી શકે છે અને પોતે કેવો છે અને કોણ છે તે સમજી શકે છે

મનથી ચાલનારા મનુષ્યને ઉપદેશરૂપે આ પુસ્તક લખાયુ છે અને તે મનુષ્યને શ્રીમહાદેવના ભક્ત થવાનો ઉપદેશ આપ્યો છે. શ્રીમહાદેવના ભક્ત થઇને તેની સેવા પૂજા કરવાથી શ્રીમહાદેવ પ્રસન્ન થાય છે અને મોક્ષ આપે છે તે કર્મમાર્ગમા શ્રીમહાદેવના અધ્યાત્મ સ્વરૂપ ઉપરથી મનુષ્યને સિદ્ધાતરૂપે સમજાવ્યુ છે સ્વરૂપનું જ્ઞાન મનુષ્યને કર્મનુ સપૂર્ણ જ્ઞાન આપીને મનુષ્યને કર્મપ્રવીણ બનાવે છે અને તેનાથી મનુષ્ય પૃથ્વી ઉપર રહીને સારા કામ, ફળ આપે તેવા કામ અને જેનાથી લોકનુ (મનુષ્યનુ) કલ્યાણ થાય તેવા કામો કરી શકે છે

મનુષ્યે પોતાનું અધ્યાત્મ સ્વરૂપ પ્રથમ જાણવાની જરૂર છે તેથી આ પુસ્તકની શરૂઆત પહેલા જ મનુષ્યને મનુષ્યનુ રૂપ સમજાવ્યુ છે

૯ મનુષ્ય જયારે શ્રીમહાદેવના અધ્યાત્મ સ્વરૂપનુ જ્ઞાન મેળવીને ફળ મેળવવાને કર્મ કરે છે ત્યારે તે કર્મમા વિઘ્ન આવે છે. વિઘ્ન આવવાથી શ્રીમહાદેવરૂપ કર્મ પુરૂ થતું નથી અને બગડે છે. કર્મ બગડે છે અથવા કર્મ અધુરૂ રહે છે ત્યારે શ્રીમહાદેવ મનુષ્યને તેના કર્મનું ફળ આપતા નથી કારણ કે બગડેલા કર્મનું અથવા અધુરા રહેલા કર્મનુ શ્રીમહાદેવ ફળ આપતા નથી જ્યારે કર્મ પુરૂ થાય છે ત્યારે જ શ્રીમહાદેવ કર્મનુ ફળ આપે છે પણ વિઘ્ન આવવાથી કર્મ પુરૂ થતું નથી અને તેથી મનુષ્યને કર્મનુ જેવુ જોઇએ તેવુ ફળ મળતું નથી

કર્મમાં વિઘ્ન આવે છે તેને દૂર કરનાર શ્રીગણપતિદેવ સમર્થ છે. મનુષ્યના કર્મમાં વિઘ્ન આવે છે તે વિઘ્નને શ્રીગણપતિદેવ દૂર કરે છે અને કર્મમા મદદ કરીને કર્મ પુરૂ કરાવે છે અને પોતાના પિતાશ્રી શ્રીમહાદેવ પાસેથી ફળ અપાવે છે. પિતાની આજ્ઞાથી

અને વરદાનથી શ્રીગણુપતિ પૃથ્વી ઉપર અધ્યાત્મ સ્વરૂપે દેવરૂપ રહીને મનુષ્યને કર્મમા મદદ કરે છે, તેના કર્મમા વિઘ્ન આવે છે તેને દૂર કરે છે અને જેવુ જોઇએ તેવુ ફળ અપાવે છે શ્રીગણુપતિદેવ મનુષ્યનુ કર્મ સપૂર્ણ કરાવે છે અને તેને ફળ અપાવીને તેના કર્મમાથી તારે છે વિઘ્નમાથી બચાવનાર અને મદદ કરીને કર્મ સપૂર્ણ કરાવનાર શ્રીગણુપતિદેવ જ છે અને તેની જ સેવા પૂજા કરવાની ધર્મશાસ્ત્રોમા દરેક મનુષ્યને સમજણ આપેલી છે

આ પુસ્તકમા શ્રીગણુપતિદેવના અધ્યાત્મ સ્વરૂપનુ વર્ણન છેવટના ભાગમાં આપ્યુ છે અને તેમા શ્રીગણુપતિદેવના અધ્યાત્મ સ્વરૂપનુ જ્ઞાન સમજાવ્યુ છે. સ્વરૂપનું જ્ઞાન મનુષ્યને કર્મમા સપૂર્ણ મદદ કરે છે અને જ્ઞાનથી મનુષ્ય વિઘ્ન આવે તેને દૂર કરીને પોતાનુ કર્મ સપૂર્ણ કરી શકે છે માટે સ્વરૂપનુ જ્ઞાન મેળવીને અને અનુભવ કરીને બની શકયું તેટલુ સ્પષ્ટ કરીને લખીને આપ્યુ છે દરેક મનુષ્યને વિનતિ છે કે સ્વરૂપનુ જ્ઞાન મેળવીને અને તે સ્વરૂપવાળા થઇને પોતાનુ કર્મ કરવું સ્વરૂપવાળા થઇને કર્મ કરવાથી સ્વરૂપ વાળા દેવ પ્રસન્ન થાય છે અને કર્મમા મદદ કરીને કર્મ પુરૂ કરાવે છે. જ્યારે કર્મ પુરૂ થાય છે ત્યારે જ શ્રીમહાદેવ કર્મનું ફળ આપે છે

શ્રીગણુપતિદેવનુ સ્વરૂપ મનુષ્યને કર્મમા મદદ કરે છે, કર્મમા વિઘ્ન આવે છે તેને દૂર કરે છે અને કર્મ સંપૂર્ણ કરાવીને ફળ અપાવે છે શ્રીગણુપતિદેવ પૃથ્વી ઉપર મનુષ્યને ફળ અપાવીને તેના કર્મમાથી તારે છે તેથી શ્રીગણુપતિદેવનુ સ્વરૂપ હિંદના તારા (Star of India) રૂપે આ પુસ્તકમા પ્રગટ કર્યું છે

આત્મજ્ઞાન અને અધ્યાત્મ જ્ઞાનનુ વર્ણન આ પુસ્તકમા સ્પષ્ટ રીતે કરવામા આવ્યુ છે તેથી મનુષ્યને કર્મમાર્ગમા કર્મનું સપૂર્ણ જ્ઞાન મળે છે, તે જ્ઞાનથી મનુષ્ય કર્મ કરીને ફળ મેળવે છે અને ફળ મેળવીને પૃથ્વી ઉપર રહીને જીવન ભોગવે છે.

પૃથ્વી ઉપર મનુષ્યને ધર્મનુ જ્ઞાન અનેક રીતે મળે છે પણ કર્મનુ જ્ઞાન મનુષ્યને કોઈ પણ રીને મળતુ નથી ધર્મશાસ્ત્ર, પુરાણુ વિગેરે મહાન્ પવિત્ર પુસ્તકો જ્ઞાન આપે છે અને કર્મ કરવાનો ઉપદેશ આપે છે પણ કર્મ કેમ કરવુ, કયા કરવુ, કેવી રીતે કરવુ વિગેરેનુ જ્ઞાન મનુષ્યને મળતુ નથી તેથી મનુષ્ય ઘણી વખત ગમે તેવા કામ કરીને કર્મ બગાડી નાખે છે અને દુ ખી રહે છે તેથી તેને દુ ખી જીવન ભોગવવું પડે છે મનુષ્ય જ્ઞાન પ્રમાણે કર્મ કરે છે પણ કર્મનું ફળ મળતું નથી તેથી તે દુ ખી રહે છે જ્ઞાન મેળવીને મનુષ્ય જ્યારે દેવના સ્વરૂપનુ જ્ઞાન મેળવે છે ત્યારે તે મનુષ્યનુ કર્મ થાય છે અને તે મનુષ્ય ફળ મેળવીને સુખી થાય છે પૃથ્વી ઉપર દેવના સ્વરૂપ શ્રેષ્ઠ છે કારણ કે જ્ઞાન અને કર્મની વચમા મૂર્ત્તિરૂપે રહીને દેવનું સ્વરૂપ પ્રકાશ (તેજ) આપે છે અને તે તેજમા મનુષ્યો પોતાના જ્ઞાન પ્રમાણે કર્મ કરીને કર્મનુ ફળ મેળવે છે દેવના સ્વરૂપનુ જ્ઞાન પ્રકાશરૂપ છે તે પ્રકાશથી મનુષ્ય જ્ઞાન અને કર્મને એકરૂપ જોઈ શકે છે અને જ્ઞાન પ્રમાણે જ કર્મ કરીને ફળ મેળવે છે અને તે ફળથી મોક્ષ મેળવે છે

દેવના સ્વરૂપનુ જ્ઞાન સર્વથી શ્રેષ્ઠ છે દેવનુ સ્વરૂપ કર્મનુ સંપૂર્ણ જ્ઞાન આપે છે માટે સ્વરૂપ ઉપરથી જ્ઞાન મેળવીને કર્મ કરવુ એવી ધર્મશાસ્ત્રો મનુષ્યમાત્રને આજ્ઞારૂપે ઉપદેશ આપે છે

મનુષ્યને કર્મ કરવાનાં છે માટે દરેક મનુષ્યને કર્મના જ્ઞાનની જ જરૂર છે. કર્મના સ્વરૂપનુ જ્ઞાન કર્મ સંપૂર્ણ કરાવે છે તેથી કર્મ સમર્થ દેવરૂપે રહીને ફળ આપે છે. ધર્મશાસ્ત્રો જ્ઞાન આપે છે અને કર્મ કરવાનુ કહે છે દેવના સ્વરૂપનુ જ્ઞાન કર્મની સમજણ આપે છે અને કર્મ શું છે, કર્મ કયા કરવુ, કર્મ કેવી રીતે કરવુ વિગેરેનુ યોગ્ય જ્ઞાન સમજાવે છે, તેથી દરેક મનુષ્યને સ્વરૂપની જ સેવા પૂજા કરવાનો ધર્મ છે તે સ્વરૂપ ઉપરથી સિદ્ધ થાય છે

કર્મનુ જ્ઞાન મળે, મનુષ્યનુ કલ્યાણ થાય, અને મનુષ્યના મનોરથ પુરા પડે તેટલા માટે દેવના સ્વરૂપનુ જ્ઞાન મેળવીને અને તેનો અનુભવ કરીને તે સ્વરૂપનુ જ્ઞાન સર્વ મનુષ્યને માટે લખ્યું છે, તે યોગ્ય જ્ઞાન મેળવીને કર્મ કરવુ અને ફળ મેળવીને મોક્ષ મેળવવો, એ જ દરેક મનુષ્યને વિનતી છે.

શ્રીમહાદેવના સ્વરૂપનુ વર્ણન પૃથ્વી ઉપર મનુષ્ય માત્ર કરવાને સમર્થ નથી કારણ કે શ્રીમહાદેવનું સ્વરૂપ મનુષ્ય બુદ્ધિથી પર છે એવો શાસ્ત્રનો અને જ્ઞાની પુરૂષોનો સિદ્ધાત છે, તે છતા પણ મનુષ્યો પોતે મેળવેલા જ્ઞાનથી અને બુદ્ધિથી શ્રીમહાદેવના સ્વરૂપને જાણી શકે છે અને કર્મ કરી શકે છે, તેવી જ રીતે આ પુસ્તક પણ મનુષ્ય બુદ્ધિથી અને મેળવેલા જ્ઞાનથી શ્રીમહાદેવના સ્વરૂપને જાણીને જેટલુ જાણ્યુ છે તેટલુ અનુભવ કરીને મનુષ્યને માટે લખ્યુ છે પુસ્તક લખવામા ન્યૂનતા રહેલી છે કારણ કે શ્રીમહાદેવનું સપૂર્ણ જ્ઞાન અને સ્વરૂપ કોઇ જ જાણી શકતુ નથી તેથી લખનારની બુદ્ધિ પણ તેને પહોંચી શકતી નથી તે છતા પણ પ્રયાસ કરીને જેટલુ મેળવ્યું છે તેટલુ લખીને આપ્યું છે અને તે વાચી તેમાથી યોગ્ય જ્ઞાન મેળવીને અને તે પ્રમાણે યોગ્ય કર્મ કરવાને દરેક મનુષ્યને વિનતિ છે અનત જ્ઞાનના ભંડારમાથી એક બુદરૂપ આ જ્ઞાન મેળવેલુ છે અને તેમા રહેલી ન્યૂનતા શ્રીમહાદેવ મનુષ્યમાત્રને ટુંક વખતમા પુરી પાડે અને સમજાવે એવી શ્રીમહાદેવને આપણે પ્રાર્થના કરીને હમણા આટલેથી જ સતોષ માનવો સારો છે.

આ પુસ્તકમાં ભુલો અનત છે ભુલચુક શોધવાથી ફળ મળવાનુ નથી પણ પુસ્તકનો સાર અથવા અર્થ સમજવાથી જ જ્ઞાનનો પાર મળી શકે છે માટે દરેક મનુષ્ય વાચનારને વિનતિ છે કે આ પુસ્તક વાચીને તેમાંથી તેનો અર્થ સમજવો વાદ અને વિવાદમા

અર્થ નથી અને વાદ અને વિવાદને કોઈ પહોંચી શકતું નથી, તેથી વાદ અને વિવાદને જ્ઞાન મેળવવાને માટે બાજુએ મુકવો અને જ્ઞાન મેળવીને પોતે પોતામાં અનુભવ કરવો.

આ પુસ્તક જલદીથી લખીને તૈયાર કરાવવાનુ અને જાહેરમા મુકાવવાનુ માન મી નગીનલાલ હરીલાલ સેતલવડ જેઓ મુબઈની હાઈકોર્ટના એક વિદ્વાન્ બેરીસ્ટર–એટ–લો છે તેમને ઘટે છે કારણ કે તેમના અપૂર્વ આગ્રહથી જ પુસ્તક લખનારથી તેમ બની શકયુ છે

આ પુસ્તક દેવના સ્વરૂપ ઉપરથી જ જ્ઞાન મેળવીને અને તેનો જાતે અનુભવ (સ્વાનુભવ) કરીને લખ્યુ છે માટે દરેક મનુષ્યને તેનો અર્થ સમજવાને જ વિનતિ છે

વિ સ ૧૯૯૦ દશેરા
મુબઈ } ર. નૌ. પંડિત

# બે બોલ

મારા મિત્ર રા રા ભાઈ રતીલાલે મને એક સમયે સ્હેજ વાતમા તેમના મનમા સ્ફુરતા વિચારોની ઝાખી કરાવી હતી, તેમાં મને સાધારણ કરતા વધારે રહસ્ય જણાવાથી મેં તેમને તેમના તે વિચારોને કાગળ પર ટપકાવવાની ભલામણ કરી મારા ધારવા પ્રમાણે તેવા વિચારોને કાગળપર લખવાનો પ્રયત્ન કરવાથી તે કુદરતી રીતે વિકાસ પામતા ફુલની જેમ બરોબર ખીલી નીકળે છે તેમના કહેવા પરથી મને માલમ પડ્યુ કે તેવી રીતે તેમના પોતાના હૃદયમાં ચાલતા વિચારોની પ્રસગોપાત તેમણે નોધ લીધી હતી તે મેં જોવા માગતા તેમણે મને તે કાગળીયાં વાચવા આપ્યા, મને તે વાચતાં એમ લાગ્યું કે આવા વિચારોનો લાભ સામાન્ય જનસમૂહને મળવો જોઇએ અત્યાર સુધી શ્રીમહાદેવ, શ્રીકૃષ્ણ વિગેરેના ઘણા ભક્તો તરફથી તેમના ઘણા ઘણા સ્વરૂપના દર્શન કરાવવામા આવ્યા છે તે બધા કરતા મને ભાઈ રતીલાલે તેમના હૃદયમાથી ઉપજાવેલુ શ્રીમહાદેવનુ સ્વરૂપ નવીન તેમ જ સામા મનુષ્યના મનમા નવા જ વિચાર ઉત્પન્ન કરે તેવુ લાગ્યું તેથી મેં તેમને આ બધા તેમના વિચારોને બરોબર આકારમા ગોઠવી જનસમૂહ આગળ મુકવા ઘણો આગ્રહ કર્યો તે વાચકને માલુમ પડશે કે આ હાલનો પ્રયાસ આવા કારણોથી જન્મવા પામ્યો છે

ભાઈ રતીલાલે હજી શ્રીપરમાત્માના બીજા અનેક સ્વરૂપનુ ધ્યાન ધરેલુ છે, ને તેની ઉપર પ્રમાણે જ નોંધ કરેલી છે હાલના પ્રયાસને જે પ્રમાણે મળવુ જોઇએ તેટલુ જ ઉત્તેજન મળશે, તો મારી ખાત્રી છે કે તેમના બીજા સ્વરૂપોના અભ્યાસો પણ જનસમૂહ આગળ વખતો વખત મુકવામા આવશે.

**નગીનલાલ હરીલાલ સેતલવડ,**

મુબઈ,

એમ એ એલ એલ બી

બરીસ્ટર એટ-લો-હાઈ કોર્ટ

# અનુક્રમણિકા



## શ્રી મહાદેવનું અધ્યાત્મ સ્વરૂપ

## હિંદનો તારો-STAR OF INDIA

નીચે લખેલા અધ્યાત્મ સ્વરૂપના જ્ઞાનના પુસ્તકો
માળારૂપે થોડા વખતમાં બહાર પડશે.

1 LIGHT of INDIA — હિંદનો પ્રકાશ
શ્રીમહાદેવ સ્વરૂપ

2 STAR of INDIA — હિંદનો તારો
ગણપતિ સ્વરૂપ

3 SOUL of INDIA — હિંદનો આત્મા
વિષ્ણુ સ્વરૂપ

4 MASTERS of INDIA — હિંદને દોરાવનારં
બ્રાહ્મણ સ્વરૂપ

5 LIFE of INDIA — હિંદની અવસ્થા.
ચાર યુગનું વર્ણન

6 MOTHER of INDIA — હિંદની માતા
(સ્ત્રી) દેવી સ્વરૂપ

7 PLACE and PATH of INDIA
હિંદનું સ્થળ અને માર્ગ સંસાર અને વહેવાર

# મનુષ્ય.

## મનુષ્ય કોણ અને કોને કહેવા?

મનુષ્ય—સ્ત્રી અને પુરૂષ. સ્ત્રી અને પુરૂષ બન્ને મનુષ્ય જાતિ છે અને તે બેને જ મનુષ્ય કહેવાય છે.

મનુષ્ય (સ્ત્રી અને પુરૂષ) મનથી ચાલે તે મનુષ્ય મનુષ્ય મનથી જ બોલે છે, ચાલે છે અને કામ કરે છે જે મનુષ્ય પોતાના મન પ્રમાણે જ ચાલે છે તેને મનુષ્ય કહેવાય છે મનુષ્ય ડાહ્યા હોય, વિદ્વાન્ હોય, સમજુ હોય તે પોતાના મનથી જ ચાલે છે, તેમ જ અજ્ઞાની અને મૂર્ખ મનુષ્ય પણ પોતાના મનથી જ ચાલનારા હોય છે. મનુષ્ય જાણતો હોય, સમજતો હોય તો પણ તે પોતાના મનથી જ ચાલે છે મનુષ્યને મન હોય ત્યારે જ બોલે છે, સાભળે છે અને કામ કરે છે. પણ જો મન નહીં હોય તો બોલે નહીં, સાંભળે નહીં અને કામ પણ કરે નહીં. કામ કરવાનુ હોય પણ જો મન નહીં હોય તો મનુષ્ય તે કામ કરતો નથી નહીં કરવાનું કામ હોય અને જો તે કરવાનું મન થાય છે તો મનુષ્ય તે કામ કરે છે કામ સારૂ હોય અથવા કામ ખરાબ હોય તો તે કામ મનુષ્ય મનમા આવે તો જ કરે છે નહીં તો નથી કરતો મનથી જવુ હોય ત્યા જાય છે. લેવું મુકવુ અથવા આપવુ હોય તો તે પણ મનુષ્ય મન હોય તો જ કરે છે. મનુષ્ય મનથી સાભળવાનુ તથા શીખવાનુ હોય તો સાભળે છે અને શીખે છે, પણ જો મનુષ્યનુ મન નહીં હોય તો તે મનુષ્ય

સાભળતોએ નથી અને શીખનો પણ નથી સારૂ કામ હોય, કરવા જેવું કામ હોય, કરવુ જ જોઇએ અને જરૂરી કામ હોય તો પણ મનુષ્ય તે પોતાના મનથી જ કરે છે નહીં તો મનુષ્ય કરતો નથી ખરાબ કામ હોય, નુકસાનકારક હોય, અપ્રમાણિક કામ હોય તો તે પણ મનુષ્યને જો મન થાય છે તો તે ખરાબ કામ પણ કરે છે. ગમે તેવું કામ હોય પણ જો મન નહીં હોય તો મનુષ્ય તે કામ કરતો નથી

મનથી જ બોલનાર ચાલનાર અને કામ કરનાર મનુષ્ય છે. પોતાની મરજી માફક જ કરે તે મનુષ્ય.

દેવ–આપે તે દેવ. જે આપે છે તે દેવ છે દેવ પુરૂષો હમેશાં આપનારા જ હોય છે. સર્વનુ સારૂં ઇચ્છે છે. સર્વનો બોધ લે છે અને સર્વને આપે છે. કોઇનું ભલુ થતુ હોય તો તે કામ કરે છે. દેવ પુરૂષના કરેલાં કામોથી કોઇને નુકસાન થતું નથી સર્વના કામ કરી આપવા એવો જ દેવ પુરૂષને નિયમ રહે છે. દેવ પુરૂષથી કોઈ નારાજ થતું નથી અને કોઇનું કામ બગડતું નથી આપે તેને જ દેવ કહેવાય છે અને જે આપે છે તે જ દેવ છે દેવ પુરૂષ હમેશાં આપવાવાળા જ હોય છે, સર્વનાં કામ કરી આપવાં એજ દેવ પુરૂષનુ કામ છે. સારૂ બતાવવુ, સારૂં કહેવું અને સારૂ જ કરવું, સાભળવુ પણ સારૂ અને સભળાવવુ પણ સારૂં, પ્રમાણિક રહીને કામ કરવુ, કોઇને નુકસાન થાય નહીં, કોઇને ખોટું લાગે નહીં, કોઇનુ કામ બગડે નહીં એવી રીતે રહીને દેવ પુરૂષ કામ કરે છે. દેવ પુરૂષનું મન પોતાને તાબે હોય છે દેવ પુરૂષ પોતાના મનથી ચાલનારા હોતા નથી જરૂર હોય અને કામ કરવા જેવું હોય ત્યારે જ તેને તે કામ કરવાનું મન થાય છે જે કામ કરવાથી બીજાને ફાયદો થાય છે તેવુ જ કામ દેવ પુરૂષ કરે છે અને તેથી જ તેઓ દેવરૂપ ગણાય છે.

દાનવ-દાનવ એટલે રાક્ષસ. ખરાબ કામ, નુકસાનકારક કામ કરવાવાળાઓ દાનવ તરીકે ગણાય છે. દાનવના કામથી બીજાને નુકસાન થાય છે, ઘણાના કામ બગડે છે અને બગાડે છે જરૂર વગરનુ બોલવુ, સાભળવુ અને કરવુ તે દાનવ પુરૂષનુ કામ છે. ગમે તેવું કામ હોય પણ જો તે કરવાનુ દાનવ પુરૂષને મન થાય છે તો તે કામ કરે છે, પછી ભલેને બીજાને નુકસાન થાય છે.

ખરાબ સાભળવુ, ખરાબ બોલવુ અને ખરાબ કરવુ તે દાનવ પુરૂષનું કામ ગણાય છે કામ વગરનુ કામ કરવુ કે જેનાથી બીજાને નુકસાન થાય, બીજાનુ બગડશે જાણીને કામ કરવુ અને નુકસાન કરવુ, તે દાનવનું કામ છે. જ્યારે મનુષ્ય દાનવ થઇને કામ કરે છે ત્યારે તે મનુષ્ય રાક્ષસ ગણાય છે કારણ કે તેનાથી રાક્ષસી કામો જ થાય છે, અને તે કામથી બીજાને ઘણું નુકસાન થાય છે. દયા હોય નહીં, વિચાર હોય નહીં, પણ કરવુ તે ખરાબ કામ જ કરવુ એ નિયમ હોય છે ખરાબ કામ હોય તે જાણવા છતા પણ તે કામ કરવુ, અને જેનાથી બગાડ થાય, નુકસાન થાય, સારૂ દેખાય નહીં એવા કામો કરવા તે દાનવ પુરૂષનુ કામ હોય છે. દાનવરૂપ કોઈનું સારૂ અથવા ભલુ કરતા નથી પણ નુકસાન જ કરે છે. કોઇ સારૂ કહે તે માનવુ નહીં અને પોતાની મરજીથી (મનથી) કામ કરવું, તેમા નુકસાન થાય તે જોઇને રાજી થવું, બીજાને નુકસાન કરીને, ખરાબ કરીને બીજાના કામો બગાડીને રાજી થવુ આવા કામો દાનવરૂપ કરે છે. અપ્રમાણિક થવુ, જુઠુ બોલવુ, અને જુઠુ કરવુ તે દાનવ પુરૂષનુ કામ છે.

દેવપુરૂષ સત્ય (સાચુ) બોલવાવાળા હોય છે જ્યારે દાનવ પુરૂષ જુઠુ બોલનારા હોય છે દેવ પુરૂષ સાચુ બોલે છે અને સાચું જ કામ કરે છે જ્યારે દાનવ પુરૂષ જુઠુ બોલે છે અને ખોટા કામો જ કરે છે. દેવ કોઇને નુકસાન કરતા નથી પણ દેવ તરીકે આપ-

નારાજ હોય છે, દાનવ પોતાને તેમ જ બીજાને નુકસાન કરનારા હોય છે અને બીજાને આપવાને બદલે તેનુ લઇ લેવાવાળા હોય છે. દેવ આપે છે અને દાનવ લઇ લે છે દેવ પુરૂષ સતોષી હોય છે જ્યારે દાનવ અસંતોષી હોય છે દેવ પુરૂષ શાત પ્રકૃતિના હોય છે અને દાનવ કલહ કરવાવાળા હોય છે. દેવ પુરૂષ સર્વનુ રક્ષણ ઇચ્છે છે અને દાનવ પોતાનુ જ ભલુ ઇચ્છીને બીજાને નુકસાન થાય તેમ ઇચ્છે છે દેવ ફકત સારા કામો જ કરે છે અને દાનવ ગમે તેવુ કામ કરવાવાળા હોય છે. દેવના કરેલા કામથી બીજાને સારૂં થાય છે જ્યારે દાનવના કરેલા કામથી બીજાને નુકસાન થાય છે દેવ અને દાનવ પણ મનથી જ ચાલનારા છે દેવ પુરૂષ સારા કામ કરવાને જ મન કરે છે અને સારૂ થઇ શકે તોજ તે કામ કરે છે, જ્યારે દાનવ પુરૂષ નઠારા જ કામ કરવાને મન કરે છે કોઇનુ બગાડવુ હોય તો તે બગાડી નાખે છે અને તેથી દાનવનુ મન ખરાબ કામ કરવા તરફ જ વળે છે.

મનુષ્ય દેવરૂપ બને છે:—જ્યારે મનુષ્ય સારા કામો કરે છે ત્યારે તે દેવની માફક પૂજાય છે દરેક સારા કામ કરવાને તેને મન થાય છે અને તેથી તે કામ કરે છે જુઠુ બોલવું નહીં, કોઇનુ ખરાબ ઇચ્છવુ નહી અને ખરાબ કરવુ નહીં, કોઈને નુકસાન પહોંચાડવુ નહીં, કોઇને નારાજ કરવા નહીં, સત્ય બોલવુ તથા ચાલવું અને સત્ય સાભળવુ, સત્ય હોય તેજ કામ કરવુ. જે કામ કરવુ તે સારૂં જ કામ કરવુ એવો નિયમ દેવરૂપ મનુષ્યને રહે છે, અને તેથી પોતે દેવની માફક રહે છે અને તેજ પ્રમાણે ગણાય છે. મનુષ્ય દેવ-રૂપ થાય છે.

મનુષ્ય દાનવરૂપ બને છે.—જ્યારે મનુષ્ય ખરાબ કામ કરે છે અને તેનાથી પોતાને તેમજ બીજાને નુકસાન થાય છે ત્યારે તે

મનુષ્ય દાનવરૂપ ગણાય છે જુઠુ બોલવુ, અને જુઠું કરવુ, પોતાના દરેક કામથી બીજાને નુકસાન કરવુ એ જ દાનવનુ કામ છે મનુષ્ય દાનવરૂપ બને છે

મનુષ્ય દેવનુ અને દાનવનું બન્નેનુ એકત્ર સ્વરૂપ સાથે રાખીને કામ કરે છે દેવ થઇને દાનવનુ કામ કરવુ તેને જ મનુષ્ય કહે છે. સારૂ દેખાડીને ખરાબ કરવુ, સાચું કહીને જુઠું કરવુ, સારૂ કહીને ખરાબ સભળાવવુ, રક્ષક થઇને મારવુ, સત્યને ચહાવુ અને અસત્ય કરવુ. પ્રમાણિક રહેવુ અને અપ્રમાણિક કામ કરવુ, આપવાને નામે લઈ લેવુ, જુઠુ કહીને સાચુ મનાવવુ એ મનુષ્યનુ કામ છે. મનુષ્ય બન્ને કામ સાથે કરે છે જયારે મનુષ્યને દેવરૂપ થવાનું મન થાય છે ત્યારે તે દેવરૂપે રહીને કામ કરે છે અને દાનવ થવાનુ મન થાય છે ત્યારે તે દાનવરૂપે રહીને કામ કરે છે

જો ફક્ત દેવરૂપે જ રહીને મનુષ્ય કામ કરે છે તો તે દેવ મનાય છે, અને જ્યારે દાનવ થઇને કામ કરે છે ત્યારે તે દાનવ ગણાય છે. મનુષ્ય બન્ને કામ સાથે કરવાવાળા હોય છે. મન થાય ત્યારે દેવ નહીં તો દાનવ સારૂ કરે તો દેવ નહીં તો દાનવ મનુષ્ય દેવરૂપેજ રહેતો નથી તેમ દાનવરૂપે પણ રહેતો નથી, પણ બન્ને રૂપે રહે છે તેથીજ તેને મનુષ્ય કહે છે, અને તે મનુષ્ય મનથી ચાલનારો હોય છે. મનુષ્ય દેવરૂપે રહીને દાનવનું કામ કરે છે. શુભેચ્છક થઇને કામ બગાડવાવાળો થાય છે જુઠુ કહીને સમજાવવાવાળો હોય છે. સારૂ દેખાડીને નઠારૂ કામ પણ કરવાવાળો હોય છે. ખરાબ કામને સારૂ કહેનારો હોય છે. સાચાને જુઠુ કહેનારો હોય છે. કામ કરતી વખતે મનુષ્ય આ બન્ને સ્વરૂપ રાખે છે અને આ બન્ને સ્વરૂપવાળો જ પુરૂષ મનુષ્ય ગણાય છે અને તેજ મનુષ્ય છે.

જો એકલા સારા જ કામ કરે, સત્ય જ બોલે, ચાલે અને સાંભળે અને સત્ય કામો જ કરે તો તે દેવરૂપ મનુષ્ય થાય છે પણ જો ફકત ખરાબજ કામ કરે, જુઠુ બોલે ચાલે અને જુઠુજ સાંભળે અને સભળાવે અને અસત્ય ગમે તેવા કામો કરે તો તે દાનવરૂપ મનુષ્ય થાય છે

દેવ પુરૂષ ફકત સારાં કામો જ કરે છે અને દાનવ ફકત ખરાબ કામો જ કરે છે. મનુષ્ય બન્ને કામ કરે છે, માટે મનુષ્ય દેવ નથી અને દાનવ પણ નથી. મનુષ્ય બન્ને છે. દેવ અને દાનવ મળીને મનુષ્ય.

દેવ મનુષ્ય–દેવ મનુષ્ય વિવેકવાળા હોય છે બોલવા ચાલવામા વિવેકથી રહે છે અને વિવેકથી કામ કરવાવાળા હોય છે. દેવ મનુષ્ય વિચારવાળા હોય છે દરેક કામ બહુ વિચાર કરીને કરે છે જે કામ સારૂ દેખાય અને નુકસાન થાય નહીં અને જેનુ પરિણામ સારૂ આવે તેવા જ કામ વિચારીને કરે છે. દેવ પુરૂષ વિવેકી અને વિચારવાળા જ હોય છે

દાનવ મનુષ્ય –દાનવ મનુષ્ય વિવેક રાખતો નથી તેમ જ વિવેક શુ તે સમજતોજ નથી, તેથી દાનવ મનુષ્ય વિવેકી ગણાતો નથી પણ અવિવેકી ગણાય છે બોલવા ચાલવામા અને કામ કરવામા જરા પણ વિવેક રાખતો નથી તેમજ કામ કરવામા વિચાર કરતો નથી વિચારીને કામ કરતો નથી દાનવ અવિચારી મનુષ્ય ગણાય છે. જે કાઈ કામ કરે છે તેમા તેને વિચાર હોતો નથી ગમે તેમ થાય પણ કામ કરવું તે કરવુ જ એમ સમજીને કરે છે અને તેથી ઘણું નુકસાન થાય છે દાનવ અવિવેકી અને અવિચારી મનુષ્ય ગણાય છે.

મનુષ્ય વિવેકી પણ મનાય છે અને અવિવેકી પણ મનાય છે. મનુષ્ય બોલવા ચાલવામા વિવેક રાખે છે પણ કામ કરવામા વિવેકને ભુલી જાય છે મનુષ્ય ફકત બોલવામા જ વિવેક રાખે છે. કામમા

નહીં. મનુષ્ય કામ કરવામા વિચાર કરે છે અને કોઇ વખત નથી કરતો કોઇ વખત વિચારવાળો મનુષ્ય ગણાય છે અને વિચાર કરીને કામ કરે છે, અને કોઈ વખત અવિચારી કામ પણ કરી બેસે છે. મનુષ્ય વિવેકથી બોલે ચાલે છે અને કામ અવિચારી રીતે કરે છે. જ્યારે મનુષ્યને મન થાય છે ત્યારે તે વિવેકવાળો અને વિચારવાળો બને છે અને જ્યારે મન થાય છે ત્યારે તે વિવેક વગરનો અને વિચાર વગરનો બને છે કોઇ વખત વિવેકી થઇને અવિચારી કામ કરવાવાળો પણ થાય છે વિવેક નહીં હોય પણ વિચારીને કામ કરવાવાળો પણ મનુષ્ય થાય છે મનુષ્ય વિવેકી અને અવિવેકી તેમ જ વિચારવાળો અને વિચાર વગરનો પણ જ્યારે પોતાનુ મન થાય છે ત્યારે થાય છે બન્નેમા રહીને કામ કરે છે તેજ મનુષ્ય ગણાય છે.

દેવરૂપ મનુષ્ય એક જ રૂપથી રહે છે, અને હમેશા સારા અને ફળ આપે તેવા જ કામો કરવાને મન કરે છે દેવરૂપ મનુષ્ય જુઠુ બોલતા નથી અને ખોટુ કર્મ કરતા નથી કોઇને નારાજ કરતા નથી તેમ જ કોઇને નુકસાન કરતા નથી હમેશા સારા કામો કરે છે અને બીજાનું ભલુ ઇચ્છે છે બીજાનું રક્ષણ કરે છે અને જેને જોઇએ તેને મદદ કરે છે મનુષ્ય દેવરૂપ રહે છે.

દાનવરૂપ મનુષ્ય પણ એક જ રૂપથી રહે છે, અને હમેશા જુઠાં અને ખોટા કામો જ કરવાને મન કરે છે દાનવરૂપ મનુષ્ય જુઠુ બોલે છે, જુઠુ સમજાવે છે અને જુઠુ અથવા ખોટુ કર્મ કરે છે. દાનવરૂપ મનુષ્યના કામ કરવાથી બીજાને નુકસાન થાય છે અને કામ બગડે છે દાનવરૂપ મનુષ્ય કોઇનુ ભલુ ઇચ્છતા નથી અને કોઇનુ સારૂં કરતા નથી. પોતાનુંજ સારૂ ઇચ્છે છે અને બીજાનુ બગાડવાને મન કરે છે. દાનવરૂપ મનુષ્ય નહીં કરવા જેવુ કામ પણ મન થાય છે ત્યારે તે કરે છે. દાનવરૂપ મનુષ્યને દયા હોતી નથી, વિચાર હોતો

નથી, વિવેક સમજતો નથી તેથી તે ખરાબ કામ કરવાનું જ મન કરે છે, અને ઘણી વખત ખરાબ કામ કરી બેસે છે.

મનુષ્યરૂપ મનુષ્ય પ્રત્યક્ષ છે મનુષ્યનું સ્વરૂપ પણ પૃથ્વી ઉપર સર્વ જગ્યાએ એક જ રૂપ છે અને તે બધા જ મનુષ્ય છે મનથી ચાલે છે તે જ મનુષ્ય છે પૃથ્વી ઉપર સર્વ ઠેકાણે મનુષ્ય પોતાના મનથી જ ચાલે છે, બોલે છે અને કામ કરે છે

મનુષ્ય દેવરૂપ રહે છે, દાનવરૂપ રહે છે અને મનુષ્યરૂપ રહે છે દેવરૂપ અને દાનવરૂપ અદૃષ્ય રહે છે પણ મનુષ્યરૂપ પ્રત્યક્ષ રહે છે. મનુષ્ય દેવની જેમ રહી શકે છે અને દાનવની જેમ પણ રહી શકે છે દેવ અને દાનવનું અધ્યાત્મ સ્વરૂપ મનુષ્ય રૂપ છે, તેથી મનુષ્ય દેવના જેવા કામ કરી શકે છે કોઈ મનુષ્ય દાનવનાં (રાક્ષસી) કામ કરીને દાનવની જેમ રહે છે દેવ અને દાનવનું અદૃષ્ય સ્વરૂપ, પ્રત્યક્ષ મનુષ્ય રૂપ છે અને તેથી જ મનુષ્ય દેવની જેમ અથવા દાનવની જેમ રહી શકે છે.

---

## મનુષ્યરૂપ એટલે મનુષ્ય

મનુષ્ય મનથી ચાલે છે અદૃષ્ય એટલે નહીં દેખાય તેવી રીતે મનુષ્ય દેવરૂપ રહે છે અને નહીં દેખાય તેવી રીતે મનુષ્ય દાનવના રૂપે રહે છે (રાક્ષસરૂપે રહે છે) મનુષ્ય રૂપ પ્રત્યક્ષ દેખાય છે પણ તેનું દેવરૂપ અથવા દાનવરૂપ અદૃષ્ય રહે છે મનુષ્યનું દેવરૂપ અથવા દાનવરૂપ તેના કામ ઉપરથી જોઈ શકાય છે. મનુષ્યરૂપ સર્વ જગ્યા ઉપર એક જ અને સરખુ છે અને તે સર્વ મનુષ્ય છે. સર્વ મનુષ્ય મનથી ચાલે છે.

સ્રી અને પુરૂષ બન્ને મળીને મનુષ્ય સ્રી અને પુરૂષ બન્ને મનુષ્યરૂપે રહે છે. સ્રી અને પુરૂષ બન્ને મનથી જ ચાલે છે, મનથી

બોલે છે અને મન હોય તો જ કામ કરે છે. સ્ત્રી પણ મનથી જ ચાલે છે અને પુરૂષ પણ મનથી જ ચાલે છે. મનુષ્યની જેમ સ્ત્રી પણ દેવરૂપ થાય છે અને દાનવનું રૂપ પણ થાય છે સ્ત્રી જ્યારે મન થાય છે ત્યારે દેવરૂપ રહીને કામ કરે છે અને જ્યારે મન થાય છે ત્યારે દાનવરૂપે રહીને કામ કરે છે મનુષ્ય (સ્ત્રી અને પુરૂષ) મનથી ચાલનારા હોય છે, માટે મનથી ચાલે તે જ મનુષ્ય

મનુષ્ય કર્મથી ઓળખાય છે કર્મ મનુષ્યને ઓળખાવે છે. દેવરૂપ કર્મ મનુષ્યને દેવરૂપ બનાવે છે અને દાનવરૂપ કર્મ મનુષ્યને દાનવરૂપ (રાક્ષસરૂપ) બનાવે છે મનુષ્યને જ્યારે મન થાય છે ત્યારે તે તેવું સ્વરૂપ ધરીને પૃથ્વી ઉપર રહીને કામ કરે છે.

## મનથી ચાલે તેજ મનુષ્ય.

સારા કામ કરે તે દેવ, નઠારા કામ કરે તે દાનવ અને સારૂં અને નઠારૂ બન્ને કરે તે જ મનુષ્ય મનુષ્ય દેવ નથી તેમ જ દાનવ પણ નથી પણ બન્નેનું અધ્યાત્મ સ્વરૂપ છે તેથી તે મનુષ્ય છે અને તે મનુષ્ય મનથી જ ચાલનારો હોય છે.

મનુષ્ય કોણ ?—સ્ત્રી અને પુરૂષ.

મનુષ્ય કોને કહેવો ?—મનથી ચાલે તે મનુષ્ય.

મનુષ્ય



## જ્ઞાન ૐ કર્મ

॥ નમઃ શિવાય ॥

# જ્ઞાનમાર્ગ



## મનુષ્ય તું શ્રી મહાદેવનો ભક્ત થા.

### કારણ ?

કારણ કે પૃથ્વી ઉપર જન્મ ધરીને દરેક મનુષ્યે મનુષ્યલીલા કરવાની છે, અને મનુષ્યકર્મ કરીને પૃથ્વી ઉપર રહીને જીવન ભોગવવાનું છે તારો પણ પૃથ્વી ઉપર જન્મ થયો છે અને તારે પણ મનુષ્યકર્મ કરીને તારૂ જીવન ભોગવવાનું છે મનુષ્યકર્મ કરવાથી ફળ મળે છે, અને તે ફળ મેળવીને મનુષ્ય પૃથ્વી ઉપર રહીને જીવન ભોગવે છે. મનુષ્યકર્મ સુખ અને દુ ખ આપે છે, તેથી મનુષ્ય પૃથ્વી ઉપર રહીને સુખી અથવા દુ.ખી જીવન ભોગવે છે જો તારે સુખી જીવન ભોગવવુ હોય તો તું શ્રીમહાદેવનો ભક્ત થા.

દેવમા દેવ શ્રીમહાદેવ સર્વસમર્થ દેવ છે, જે પૃથ્વી ઉપર પ્રાણી માત્રનું રક્ષણ કરે છે અને પોષણ કરે છે. પૃથ્વી ઉપર જેને જે જોઇએ તે આપે છે અને સર્વને મોક્ષ આપે છે દેવ અને દાનવોને વરદાન આપે છે અને મનુષ્યને મનુષ્યકર્મનું ફળ આપે છે. બ્રહ્મા, વિષ્ણુ અને બીજા સર્વ દેવોએ શ્રીમહાદેવની જ ઉપાસના કરીને તેમની પાસેથી વરદાન મેળવેલા છે અને પૃથ્વી ઉપર રહીને

૧૧૮૦૨



કર્મ કરેલા છે આત્મજ્ઞાન સમજાવનારા પવિત્ર ગ્રંથોમા તથા પુસ્તકોમા પણ શ્રીમહાદેવની જ સેવા તથા ઉપાસનાનો વિધિ બતાવ્યો છે અને શ્રીમહાદેવની જ સેવા કરવાની સમજણ આપેલી છે. કારણ કે શ્રીમહાદેવ એક જ સમર્થ દેવ છે અને જેને જે જોઇએ તે આપવાવાળા શક્તિમાન્ છે દેવો અને દાનવોને વરદાન આપે છે, અને મનુષ્યને મનુષ્યકર્મનું ફળ આપે છે કર્મનું ફળ મેળવીને મનુષ્ય, સુખથી રહીને સુખી જીવન ભોગવે છે અથવા દુ:ખથી રહીને દુ ખી જીવન ભોગવે છે શ્રીમહાદેવ આપનાર છે અને જેને જે જોઇએ તે આપે છે, માટે તુ શ્રીમહાદેવની જ ઉપાસના કરીને સારૂ ફળ મેળવ, અને સુખવાળુ જીવન ભોગવ

શ્રીમહાદેવ આત્મ સ્વરૂપ છે, બ્રહ્મરૂપ છે, સત્ય સ્વરૂપ છે, નિરજન નિરાકાર છે શ્રીમહાદેવ ઈશ્વર છે, પરમેશ્વર છે, સર્વેશ્વર છે, શ્રીમહાદેવ કારણરૂપ છે, બીજરૂપ છે. ઉત્પત્તિ, સ્થિતિ અને લયરૂપ છે શ્રીમહાદેવને જોઈ શકાતા નથી, તેમનુ વજન અથવા માપ નથી, તેમને દિશા અથવા દેશ નથી કારણ કે પૃથ્વી ઉપર સર્વ જગ્યાએ શ્રીમહાદેવ દર્શન આપે છે શ્રીમહાદેવ નાના નથી તેમજ મોટા પણ નથી, મહાદેવ છે. મહાદેવ એટલે મોટા દેવ મોટુ અને વધારે આપનારા સમર્થ દેવ છે આપે છે તે જ દેવ છે. શ્રીમહાદેવ આપે છે તેથી શ્રીમહાદેવ દેવનુ રૂપ છે. વધારે અને મોટું આપે છે તેથી મહાદેવ છે

શ્રીમહાદેવ પૃથ્વી ઉપર સર્વનુ રક્ષણ કરે છે અને પોષણ કરે છે. મનુષ્યને ધર્મ બતાવે છે, કર્મ કરાવે છે, અને કર્મમા ફળ આપે છે. શ્રીમહાદેવ એક જ સમર્થ દેવ છે કે જે પોતાનો ભક્ત માગે તેને તેનુ માગેલુ ફળ આપવાને શક્તિવાળા છે દેવોને વરદાન આપે છે અને તેમને સુખ આપે છે દાનવોને વરદાન આપે છે અને તેમને દુઃખ આપે છે. શ્રીમહાદેવ સારાનુ રક્ષણ કરે છે અને

નઠારાનો નાશ કરે છે મનુષ્યકર્મ કરવાવાળાઓને મનુષ્યકર્મનું ફળ આપે છે

તારે તારા મનુષ્યકર્મનુ ફળ મેળવવુ હોય, અને તેમા મોક્ષ મેળવવો હોય તો તું શ્રીમહાદેવની સેવા પૂજા તથા ઉપાસના વિગેરે કરીને સારૂ ફળ માગ

---

## તારે જોઇશે જ

### કારણ?

કારણ કે પૃથ્વી ઉપર તારે તારૂ શરીર સાચવી રાખવાને અને તારૂ જીવન ટકાવી રાખવાને માટે ખાવા અન્ન, પહેરવાને કપડા અને રહેવાને જગ્યા જોઇશે અન્ન ખાધા વગર તારાથી જીવી શકાશે નહીં, અને તારાથી મનુષ્ય કર્મ થઇ શકશે નહીં કપડા વગર તારાથી તારૂ શરીર સાચવી શકાશે નહીં, અને તેનુ રક્ષણ થઇ શકશે નહીં જગ્યા અથવા ઘર વગર તારાથી રહી શકાશે નહીં ખાવા અન્ન, પહેરવાને કપડા અને રહેવાને જગ્યા તો જરૂર તારે જોઇશે.

જીવન ભોગવવાને માટે તારે લક્ષ્મી (પૈસા) જેઇશે કીર્તી જોઇશે, વૈભવ, સુખ અને સપત્તિ જોઇશે, અને તારે મોક્ષ પણ જોઇશે મનુષ્ય જીવન ભોગવવાને માટે તારે બધુ જ જોઇશે ખાવા, પહેરવા અને રહેવાને, તથા લક્ષ્મી, કીર્ત્તી, વૈભવ, સુખ સંપત્તિ અને મોક્ષ સર્વસ્વ તારે જોઇશે જ આ બધું આપનાર શ્રીમહાદેવ એકજ સમર્થ દેવ છે, અને સર્વને આપે છે, માટે તુ શ્રીમહાદેવનીજ ઉપાસના કર.

જ્ઞાનમાર્ગ (ધર્મ માર્ગ)મા શ્રીમહાદેવ અદૃષ્ય રૂપે રહે છે કારણ કે તેમના દર્શન થતા નથી, પણ કર્મ માર્ગમા શ્રીમહાદેવ પ્રત્યક્ષ રૂપે રહે છે, તેથી સર્વ મનુષ્યને તેમના અનુભવ દર્શન થાય છે.

ધર્મ માર્ગમાં શ્રીમહાદેવ જ્ઞાનરૂપે રહે છે અને મનુષ્યોને જ્ઞાન આપે છે કર્મ માર્ગમા શ્રીમહાદેવ કર્મરૂપે રહે છે અને મનુષ્યોને કર્મ અને તેનુ ફળ આપે છે, જ્ઞાન શ્રીમહાદેવને ઓળખાવે છે, અને કર્મ શ્રીમહાદેવના અનુભવ દર્શન કરાવે છે. શ્રીમહાદેવ જ્ઞાનથી સમજણ આપે છે અને કર્મથી ફળરૂપ પ્રત્યક્ષ દર્શન આપે છે. જ્ઞાનથી શ્રીમહાદેવને ઓળખાય છે અને કર્મથી તેમના અનુભવ દર્શન થાય છે જ્ઞાન માર્ગમા રહેલા શ્રીમહાદેવ કર્મમાર્ગમાં કર્મરૂપે રહેલા છે અને પોતાના ભકતોને કર્મનુ ફળ આપે છે

મનુષ્ય જો તારે સુખવાળુ જીવન ભોગવવું હોય લક્ષ્મી કીર્ત્તી વૈભવ, સુખ અને સપત્તિ તથા સાધન અને મોક્ષ મેળવવા હોય, તો તું જ્ઞાનમાર્ગમા રહેલા શ્રીમહાદેવની, કર્મ માર્ગમા રહેલા કર્મદેવની ઉપાસના કર. જ્ઞાનરૂપે રહેલા શ્રીમહાદેવ કર્મરૂપે અને તેના ફળરૂપે પ્રત્યક્ષ દર્શન આપે છે. કર્મમા પ્રત્યક્ષ દેવ છે, અને કર્મનું પ્રત્યક્ષ ફળ આપે છે.

જ્ઞાનથી શ્રીમહાદેવને ઓળખીને તેમની કર્મથી પૂજા કર. જ્યારે શ્રીમહાદેવની તુ કર્મથી પૂજા કરશે ત્યારે જ શ્રીમહાદેવ પ્રસન્ન થઈને ફળ આપશે. માટે તારે જે જોઈએ તેને સારૂ તેના કર્મથી શ્રીમહાદેવની પૂજા કર, એટલે સમર્થ દેવ તને તે કર્મનું ફળ આપશે ફળ મેળવીને તું પૃથ્વી ઉપર સુખથી રહી શકીશ અને સુખી જીવન ભોગવીને તું મોક્ષ મેળવી શકીશ. શ્રીમહાદેવની જ સેવા પૂજા કરવાથી ફળ મળે છે, માટે તું શ્રી મહાદેવનો જ ભક્ત થા.

કર્મમાર્ગમા શ્રીમહાદેવ કર્મરૂપે પ્રત્યક્ષ રહે છે, અને પૃથ્વી ઉપર દરેક મનુષ્યને કર્મનું ફળ આપે છે. પૃથ્વી ઉપર દરેક મનુષ્યને કર્મ કરવું પડે છે અને તેથી મનુષ્ય કર્મ કરે છે મનુષ્ય જે કર્મ કરે

છે તે જ અધ્યાત્મ સ્વરૂપ શ્રીમહાદેવની જ સેવા પૂજા કરે છે કારણ કે શ્રીમહાદેવનું અધ્યાત્મ સ્વરૂપ કર્મ છે મનુષ્ય જે કર્મ કરે છે તે કર્મ શ્રીમહાદેવનુ સ્વરૂપ છે

કર્મ દેવરૂપ છે અને ફળ આપે છે. પૃથ્વી ઉપર દરેક મનુષ્ય કર્મ કરીને ફળ મેળવે છે, એટલે અધ્યાત્મ સ્વરૂપે પૃથ્વી ઉપર દરેક મનુષ્ય શ્રીમહાદેવની સેવા પૂજા વગેરે કરીને ફળ મેળવે છે. કર્મ શ્રીમહાદેવનું રૂપ છે, અને કર્મમાર્ગમા તેના કર્મ કરનારાઓને દેવરૂપ રહીને ફળ આપે છે.

**કર્મમાર્ગમાં શ્રીમહાદેવનાં અનુભવ દર્શન કર્મરૂપે થાય છે.**

**મનુષ્ય તું શ્રીમહાદેવનો ભક્ત થા, અને કર્મમાર્ગ જો.**

ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:



ૐ

નમઃ શિવાય: ॥

# કર્મમાર્ગ

શ્રીમહાદેવનાં પ્રત્યક્ષ અનુભવ દર્શન.

## કર્મ

કર્મમાર્ગમા કર્મ દેવસ્વરૂપ છે, કારણ કે કર્મ ફળ આપે છે. શ્રીમહાદેવનું અધ્યાત્મ સ્વરૂપ કર્મમાર્ગમાં કર્મ છે, કારણ કે કર્મમાર્ગમાં કર્મ પણ દેવરૂપ રહે છે અને પૃથ્વી ઉપર સર્વ મનુષ્યને ફળ આપે છે.

શ્રી મહાદેવ પૃથ્વી ઉપર સર્વ મનુષ્યનું રક્ષણ કરે છે અને પોષણ કરે છે, અને પોતાના ભક્ત જે કાંઈ તેમની પાસે માગે છે તેઓને તે આપવાવાળા, સમર્થ દેવ છે.

કર્મમાર્ગમા કર્મ પણ શ્રીમહાદેવનું અધ્યાત્મ સ્વરૂપ છે, અને કર્મ પણ પૃથ્વી ઉપર સર્વ મનુષ્યનું રક્ષણ કરે છે અને પોષણ કરે છે. કર્મ પોતાના કરનારાઓને (ભક્તને) જે તેઓ માગે છે, તે આપવાને શક્તિવાળુ છે, અને દેવની જેમ રહીને ફળ આપે છે કર્મ દેવ છે, શ્રી મહાદેવનું સ્વરૂપ છે તેથી કર્મમાર્ગમા કર્મ દેવરૂપે રહીને મનુષ્યને તેમના કર્મનુ ફળ આપે છે.

પૃથ્વી ઉપર સર્વે મનુષ્ય શ્રીમહાદેવની જ સેવા પૂજા તથા ઉપાસના વિગેરે કરીને શ્રી મહાદેવને પ્રસન્ન કરે છે, અને ફળ

મેળવે છે શ્રીમહાદેવ મોક્ષ આપે છે દેવ અને દાનવોને વરદાન આપે છે અને મનુષ્યને મનુષ્યકર્મનુ ફળ આપીને મનુષ્યના મનોરથ પુરા પાડે છે શ્રીમહાદેવ સમર્થ દેવ છે, સર્વને આપવાવાળા છે, અને આપે છે.

કર્મમાર્ગમા સર્વ મનુષ્ય શ્રીમહાદેવરૂપ કર્મનીજ સેવા, પુજા, તથા ઉપાસના વીગેરે કરીને કર્મને પ્રસન્ન કરે છે (કર્મ કરીને પુરૂ કરે છે) અને કર્મનુ ફળ મેળવે છે કર્મ ફળ આપે છે અને તેનાથી મનુષ્યના મનોરથ પુરા પડે છે કર્મ ફળ આપે છે તેનાથી મનુષ્ય પોતાને જે જોઇએ તે કરી શકે છે અને પૃથ્વી ઉપર રહી શકે છે પૃથ્વી ઉપર સર્વે મનુષ્ય કર્મ કરે છે અને ફળ મેળવે છે કર્મ ફળ આપે છે, કારણ કે કર્મ સમર્થ દેવરૂપ છે કર્મ ફળ આપે છે તેનાથી મનુષ્ય પોતાનુ જીવન ભોગવી શકે છે, અને પૃથ્વી ઉપર રહીને સર્વસ્વ કરી શકે છે કર્મ ફળ આપે છે તેનાથી શ્રીમહાદેવે આપેલો મોક્ષ ભોગવાય છે શ્રીમહાદેવ મોક્ષ આપે છે અને કર્મ ફળ આપે છે

જ્ઞાનમાર્ગમા શ્રીમહાદેવ જ્ઞાનરૂપે રહીને મનુષ્યને જ્ઞાન આપે છે. કર્મમાર્ગમા શ્રીમહાદેવ કર્મરૂપે રહીને મનુષ્યને કર્મનું ફળ આપે છે શ્રીમહાદેવ પ્રસન્ન થઇને પોતાના ભક્તાને જ્ઞાન આપે છે તેવીજ રીતે કર્મ પણ પ્રસન્ન થઇને પોતાના કર્મ કરનારાને (ભક્તાને) ફળ આપે છે શ્રીમહાદેવ જ્ઞાનથી સર્વનુ રક્ષણ કરે છે અને,પોષણ કરે છે તેવી જ રીતે કર્મ પણ પૃથ્વી ઉપર કર્મથી સર્વનુ રક્ષણ કરે છે અને પોષણ કરે છે. શ્રીમહાદેવ મોક્ષ આપે છે તેવી જ રીતે કર્મ પણ મનુષ્યને મોક્ષ આપે છે (કર્મ થાય છે, ફળ મળે છે અને તે ફળ ભોગવે છે)

શ્રીમહાદેવને પૃથ્વી ઉપર સર્વ મનુષ્ય સરખા છે શ્રીમહાદેવને કોઈ મારૂ નથી અથવા તારૂ નથી. કાઈ નાનુ નથી અથવા મોટુ નથી. સર્વ મનુષ્ય સરખા છે અને સર્વને સરખું આપે છે.

કર્મને પણ પૃથ્વી ઉપર સર્વ મનુષ્ય સરખા છે કર્મને કાઈ નાનું અથવા મોટુ નથી કર્મ નાના પણ કરે છે અને મોટા પણ કરે છે. જે કર્મ કરે છે તેને તે કર્મ ફળ આપે છે કર્મ જે ફળ આપે છે તે નાનાને પણ સરખુ મળે છે અને મોટાને પણ સરખુ ફળ મળે છે જે મનુષ્ય કર્મ કરે છે તેને ફળ મળે છે અને જે મનુષ્ય કર્મ નથી કરતો તેને ફળ મળતું નથી કર્મને કાઈ મારૂ અથવા તારૂ નથી, કર્મ સર્વનું સરખું છે, અને સર્વને સરખુ ફળ આપે છે

કર્મ કોઈનુ નથી કર્મ મારૂ નથી તેમ જ તારૂ પણ કર્મ નથી જે મનુષ્ય કર્મ કરે છે તેનુ તે કર્મ છે કારણ કે તે મનુષ્ય પોતાનુ કર્મ કરીને ફળ મેળવે છે

મનુષ્ય જે કર્મ કરે છે તે કર્મ શ્રીમહાદેવનુ અધ્યાત્મ સ્વરૂપ છે, તેથી મનુષ્યે પોતાના કર્મને શ્રીમહાદેવનુ સ્વરૂપ સમજીને તેની શ્રીમહાદેવની પૂજાના જેવી જ પૂજા કરવી, એટલે તે કર્મ શ્રીમહાદેવની જેમ ફળ આપશે. કર્મના ફળથી જીવન ભોગવી શકાય છે અને મોક્ષ મેળવી શકાય છે.

કર્મ શ્રીમહાદેવનુ સ્વરૂપ છે અને કર્મરૂપે પૃથ્વી ઉપર શ્રીમહાદેવની જેમ કાયમ રહે છે જે કર્મ કરવાથી ફળ મળે છે તે કર્મ શ્રીમહાદેવના કર્મ છે અને તે પૃથ્વી ઉપર કાયમ રૂપ રહે છે શ્રીમહાદેવના કર્મ મનુષ્યને નીત્ય ફળ આપે છે ફળ આપનારા કર્મ શ્રીમહાદેવનુ સ્વરૂપ છે ફળ આપનારા કર્મને જોઈ શકાય છે અને તેને ઓળખી શકાય છે. કયા કર્મ કરવાથી ફળ મળે છે તે કર્મને પણ જાણી શકાય છે શ્રીમહાદેવ ઓળખાવે છે

કર્મ કેમ કરવું તે શ્રીમહાદેવ સર્વ મનુષ્યોને સમજાવે છે. કર્મ કયાં કરવુ તે જગ્યા શ્રીમહાદેવ બતાવે છે શુ કર્મ કરવું તે સમજાવે છે, અને કેવી રીતે કરવુ તે પણ શ્રીમહાદેવ શીખવે

છે. કર્મ કેવું છે, શું કરે છે, અને કર્મ શું ફળ આપે છે તે પણ શ્રીમહાદેવે મનુષ્ય માત્રને જ્ઞાનથી સમજાવ્યું છે શ્રીમહાદેવ કર્મ કરવામા જ્ઞાન આપે છે અને કર્મ ફળ આપે છે.

દેવરૂપ કર્મ શ્રીમહાદેવની જેમ પ્રત્યક્ષ રહે છે. મનુષ્ય આ દેવરૂપ કર્મને ઓળખી શકે છે, જાણી શકે છે અને તેના કામ કરી શકે છે કર્મ પ્રત્યક્ષ છે કર્મ કરવાથી ફળ મળે છે. ફળ પ્રત્યક્ષ રહે છે. કર્મ અને તેનુ ફળ પૃથ્વી ઉપર પ્રત્યક્ષ છે. દરેક મનુષ્ય કર્મના ફળને પ્રત્યક્ષ જોઇ શકે છે

---

## પ્રત્યક્ષ ફળ.

જે ફળ મળે છે તેનો ઉપયોગ થાય છે, અને તેને વાપરી શકાય છે. જે ફળ મળે છે તેમાથી ખાવાનુ, પહેરવાનું અને રહેવાનું મેળવી શકાય છે જે ફળ મળે છે તેમાથી લક્ષ્મી ( પૈસા ) મેળવી શકાય છે. માન આબરૂ અને કીર્તિ પણ મેળવી શકાય છે. જે ફળ મળે છે તેમાથી સુખ, સાધન અને સપત્તિ મેળવી શકાય છે. જે ફળ મળે છે તેમાથી કોઇને કાઈ આપવુ હોય તો આપી શકાય છે, અને લેવુ હોય તો લઈ શકાય છે બીજાનુ ભલુ કરવુ હોય તો તે બીજાનુ ભલું અથવા સારૂ પણ કરી શકે છે. કર્મનુ જે ફળ મળે છે તેનાથી જે જોઇતુ હોય તે મેળવી શકાય છે અને જે કરવુ હોય તે કરી શકાય છે

કર્મનુ ફળ પ્રત્યક્ષ રહે છે, કારણ કે તે ફળને જોઈ શકાય છે, તેને જાણી શકાય છે, અને તેને વાપરીને તેનો ઉપયોગ થઈ શકે છે. પ્રત્યક્ષ ફળ મળે છે એટલે મનુષ્યને જે ફળ મળે છે તે ફળ બીજા સર્વે મનુષ્ય જોઈ શકે છે, અને તેનો ઉપયોગ કરી શકે છે

પ્રત્યક્ષ ફળ, વાપરી શકાય તેવુ ફળ, ભોગવી શકાય તેવું ફળ, મનુષ્યને કર્મ કરવાથી મળે છે કર્મ ફળ આપે છે અને તે જ ફળ પ્રત્યક્ષ રૂપે રહે છે ફળ જોઇ શકાય છે અને તેને જાણી શકાય છે. કર્મનું ફળ પ્રત્યક્ષ રહે છે.

# તારે જોઇશેજ.

મનુષ્ય પૃથ્વી ઊપર જ્યારે તેં જન્મ ધર્યો છે ત્યારે તો તારે બધું જ જોઇશે જીવન ભોગવવાને માટે તારે ખાવા અન્ન જોઇશે, શરીર સાચવવાને માટે તારે પહેરવાના કપડા જોઇશે, અને રહેવાને માટે તારે ઘર અથવા જગ્યા જોઇશે. જીવન ભોગવવાને માટે, અને તેમા બધું લાવવા મુકવાને માટે પૈસા (ધન–લક્ષ્મી ) જોઇશે. જાણીતા થવાને માટે તારે માન આબરૂ અને કીર્તિ જોઇશે. ભોગવવાને માટે તારે સુખ અને સપત્તિ જોઇશે. કામ કરવાને માટે તારે સાધન જોઇશે, અને આરામ ભોગવવાને માટે તારે સુખ અને મોક્ષ જોઇશે. પૃથ્વી ઉપર રહીને જીવન ભોગવવાને માટે તારે બધું જ જોઇશે આ બધુ આપનાર શ્રીમહાદેવરૂપ સમર્થ કર્મ છે કર્મ કરવાથી જ બધુ મળી શકે છે કર્મનાં કામ કરવાથી ફળ મળે છે અને તે ફળ સર્વસ્વ આપી શકે છે. શ્રીમહાદેવ આપે છે. મનુષ્ય જ્યારે કર્મના કામ કરે છે ત્યારે તે કામથી પ્રસન્ન થઇને શ્રીમહાદેવ ફળ આપે છે તે ફળથી મનુષ્યનુ કર્મ થાય છે અને મનુષ્યના મનોરથ પુરા પડે છે. શ્રીમહાદેવે આપેલું ફળ શ્રેષ્ઠ છે, અને તે કર્મ કરવાથી જ મળે છે. મનુષ્ય તારે બધું જ જોઇશે. તારે જે જોઇએ તેને માટે કર્મ કર. કર્મના કામ કર તારે જોઇશેજ માટે કર્મ કર કર્મ કરવાથી પ્રત્યક્ષ ફળ મળે છે અને તે ફળથી મનુષ્ય પૃથ્વી ઉપર રહીને સર્વસ્વ કરી શકે છે.



# ઉદ્યોગના કર્મ ફળ આપે છે.

જે કર્મના કામ કરવાથી મનુષ્યને ફળ મળે છે તે બધા જ કર્મ ઉદ્યોગનાં હોય છે ઉદ્યોગ કરવો એટલે જે વસ્તુ જોઇએ તે વસ્તુ મેળવવાને માટે કામ કરવું, તે મેળવવાને માટે મેહનત કરવી અને કર્મ કરીને મેળવવુ ઉદ્યોગ કરવો એટલે ફળ મેળવવાને માટે કર્મ કરવું.

ઉદ્યોગનુ કર્મ ફળ આપે છે ઉદ્યોગના કર્મ સર્વથી સમર્થ છે અને શ્રેષ્ઠ છે કારણ કે તે સર્વને ફળ આપે છે ઉદ્યોગનાં કર્મ કરવાથી જ મનુષ્ય પૃથ્વી ઉપર રહી શકે છે અને જીવન ભોગવી શકે છે. દેવો અને દાનવોએ પણ ઉદ્યોગનાં જ કર્મ કરેલા છે, અને પૃથ્વી ઉપર વરદાન પામીને રહેલા છે ઉદ્યોગનુ કર્મ સમર્થ દેવરૂપ છે કારણ કે કોઈ દેવ આપી શકતા નથી, પણ જો ઉદ્યોગનુ કર્મ કરે છે તો તે કર્મ દેવરૂપ રહીને ફળ આપે છે, અને તેનાથી માગેલી વસ્તુ મળે છે દેવરૂપ ઉદ્યોગનુ કર્મ શ્રીમહાદેવનુ સ્વરૂપ છે.

ઉદ્યોગનુ કર્મ સમર્થ દેવરૂપ છે, કારણ કે તે પૃથ્વી ઉપર સર્વને ફળ આપે છે, સર્વનુ રક્ષણ કરે છે, અને સર્વનુ પોષણ કરે છે. ઉદ્યોગ કરવાથી ખાવાનુ મળે છે, પહેરવાનુ મળે છે અને રેહવાનુ મળે છે ઉદ્યોગ કરવાથી પૈસા ( લક્ષ્મી ) મળે છે, માન આબરૂ અને કીર્તિ મળે છે, સુખ સાધન અને સંપત્તિ મળે છે, ઉદ્યોગ કરવાથી મનુષ્યને આરામ મળે છે અને મોક્ષ મળે છે ઉદ્યોગનુ કર્મ પૃથ્વી ઉપર દેવરૂપ છે કારણ કે તે કર્મ કરવાથી મનુષ્યને ફળ મળે છે અને તેનાથી પૃથ્વી ઉપર રહીને તે જીવન ભોગવી શકે છે

ઉદ્યોગનુ કર્મ શ્રીમહાદેવનુ અધ્યાત્મ સ્વરૂપ છે કારણ કે તે કર્મ શ્રીમહાદેવની જેમ રહીને સર્વ મનુષ્યને ફળ આપે છે શ્રીમહાદેવ આપવાવાળા સમર્થ દેવ છે કારણ કે તે પૃથ્વી ઉપર સર્વને ફળ આપે છે સર્વ મનુષ્યને ઉદ્યોગ કરવાના કર્મનુ જ ફળ મળે છે, કારણ કે ઉદ્યોગનુ કર્મ ફળ આપવાવાળુ છે.

મનુષ્ય તું ઉદ્યોગ કર. ઉદ્યોગનાં કામ કર. તને ફળ મળશે. ઉદ્યોગનાં કર્મ ફળ આપે છે.

---

## ઉદ્યોગના કર્મનાં સાધન

ઉદ્યોગનાં કર્મ કરવાને માટે સાધન છે. શ્રીમહાદેવે પૃથ્વી ઉપર સર્વ મનુષ્યોને માટે ઉદ્યોગના કર્મ કરવાને સારૂ સાધન પુરા પાડ્યા છે મનુષ્ય જ્યારે સાધન મેળવીને કર્મ કરે છે ત્યારેજ તે કર્મ થાય છે અને ફળ મળે છે સાધન વગર કર્મ થઈ શકતુ જ નથી, તેથી કર્મ કરવાને માટે શ્રીમહાદેવે આપેલા સાધન મનુષ્યને મેળવવા જ પડે છે. સાધન મેળવીને મનુષ્ય જ્યારે કર્મ કરે છે ત્યારેજ તેનું કર્મ ફળ આપે છે

## વિદ્યા, કળા, હુન્નર અને ઉદ્યોગ.

પૃથ્વી ઉપર શ્રીમહાદેવે મનુષ્યોને માટે ઉદ્યોગના કર્મ કરવા સારૂ તેના સાધનરૂપે વિદ્યા, કળા, હુન્નર અને ઉદ્યોગ, આ ચાર સાધન રાખ્યા છે મનુષ્ય આ ચાર સાધનમાથી એક સાધન મેળવીને કર્મ કરે છે આ ચાર સાધન મનુષ્યે મેળવવાના છે અને તે મેળવીને ઉદ્યોગના કર્મ કરવાના છે સાધનવાળું ઉદ્યોગનુ કર્મ ફળ આપે છે.

વિદ્યા –વિદ્યા શીખવી પડે છે વિદ્યા શીખવાથી મનુષ્ય જ્ઞાની થાય છે. વિદ્વાન થાય છે વિદ્યા શીખવાથી મનુષ્યને પૃથ્વીનુ જ્ઞાન થાય છે વિદ્યા આત્મસ્વરૂપ છે અદૃષ્ય રહે છે, વિદ્યા દેખાતી નથી પણ મનુષ્ય વિદ્યા શીખીને તેના અનુભવ દર્શન કરી શકે છે વિદ્યા શીખીને કર્મ કરે છે ત્યારે તે વિદ્યાથી થએલું કર્મ ફળ આપે છે વિદ્યાથી મનુષ્ય બધુ શીખી શકે છે, જાણી શકે છે, અને જે જોઈએ તે વિદ્યાથી મેળવી શકે છે વિદ્યા શીખીને જ્ઞાન મેળવે છે જ્ઞાન મેળવીને કર્મ કરે છે ત્યારે તે કર્મ ફળ આપે છે કર્મ કરવાને વિદ્યા સાધન છે. વિદ્યા શીખ-

વાથી જ મનુષ્યને કર્મ કરવાનું મળે છે, અને તે કર્મ મનુષ્ય વિદ્યાથીજ કરી શકે છે કર્મ કરવાની વિદ્યા જાણવી પડે છે. વિદ્યાથી કર્મ કરતા આવડે છે વિદ્યાથી ઘણા કર્મ થાય છે

વિદ્યા આત્મસ્વરૂપ શ્રીમહાદેવનુ સાધન છે. વિદ્યા શીખવાથી વિદ્યાનું સાધન મળે છે માટે દરેક મનુષ્યે પ્રથમ વિદ્યા શીખીને અથવા ભણીને શ્રીમહાદેવનુ સાધન મેળવવું

કળા–કળા શ્રીમહાદેવનું સાધન છે, કળા શીખવી પડે છે. કળા શીખવાથી મનુષ્ય કળાવાળો થાય છે. જ્યારે મનુષ્ય કળા શીખે છે ત્યારે તે કળાવાળા કામ કરે છે કર્મ કરવાને માટે કળા કરવી પડે છે કર્મ મેળવવાને માટે કળા કરવી પડે છે કળા કરીને મનુષ્ય ઘણું કરી શકે છે કળા પણ વિદ્યાનું સ્વરૂપ છે કારણ કે કળાના કામો કરતા શીખવુ પડે છે કળા એટલે યુક્તિથી ગોઠવીને કરવું.

કળા, વિદ્યા શીખવાથી આવે છે મનુષ્ય કળાની વિદ્યા શીખે છે અને કળા કરીને કર્મ મેળવે છે કળાથી કરેલા કર્મ ફળ આપે છે. કળાથી ઘણા કર્મ થઈ શકે છે, માટે મનુષ્યે વિદ્યા અને કળા બન્ને શીખવા જોઇએ જેવી રીતે વિદ્યા એ મનુષ્યને કર્મ કરવાનુ સાધન છે તેવી જ રીતે કળા પણ મનુષ્યને કર્મ કરવાને માટે સાધન છે મનુષ્યને કર્મ કરવાને માટે શ્રીમહાદેવે વિદ્યા અને કળા સાધન રૂપે પુરા પાડ્યા છે વિદ્યા અને કળા શ્રીમહાદેવના છે અને શ્રી-મહાદેવે જ પૃથ્વી ઉપર મનુષ્યોને કર્મ કરવાને માટે સાધનરૂપે આપ્યા છે વિદ્યા અને કળા શીખીને કરેલા કર્મ મનુષ્યને ફળ આપે છે.

હુન્નર–હુન્નર શીખવો પડે છે હુન્નર હાથની મદદથી થાય છે. જે વસ્તુ જોઇએ તે વસ્તુ બનાવવાને માટે અથવા મેળવવાને માટે મનુ-ષ્યને હાથની મદદથી કર્મ કરવુ પડે છે હાથેથી કર્મ કરીને મેળવી લેવુ, બનાવવું, ઉત્પન્ન કરવું, અને કરવુ એ બધાં

હુન્નરનાં કામ છે; જે વસ્તુ જોઇએ તે વસ્તુ હાથથી બનાવીને તૈયાર કરવી તેનું નામ હુન્નર. હુન્નરથી ઘણા કામ થાય છે. હુન્નર બહુ જાતનો છે હુન્નરથી કરેલા કર્મ ફળ આપે છે.

હુન્નર કરતા શીખવું પડે છે વિદ્યા શીખવી પડે છે. મનુષ્ય હુન્નર કરવાની વિદ્યા શીખે છે ત્યારે તે હુન્નરના કામ કરી શકે છે. વિદ્યાથી હુન્નર કેમ કરવો તેનુ જ્ઞાન થાય છે વિદ્યાથી જ્ઞાન મેળવીને મનુષ્ય હુન્નરના કર્મ કરે છે અને ફળ મેળવે છે હુન્નર એ કર્મ કરવાનુ સાધન છે મનુષ્ય હુન્નર કરવાની વિદ્યાના સાધનથી હુન્નરના કામ કરે છે અને હુન્નર કરીને ફળ મેળવે છે.

મનુષ્યે વિદ્યા શીખવી જોઇએ અને કળા તથા હુન્નરનાં કર્મ કેમ કરવાં તે વિદ્યા પણ શીખવી જોઇએ.

ઉદ્યોગ–ઉદ્યોગ શીખવો પડે છે. કર્મના કામ ઉદ્યોગનું સ્વરૂપ છે કર્મનાં કામ કેમ કરવા તે વિદ્યા શીખવી પડે છે વિદ્યા શીખીને જ્ઞાન મેળવવું પડે છે, અને જ્ઞાન મેળવીને તે કર્મના કામ કરવા પડે છે. કર્મના કામ થાય છે તે જ કર્મ કરવાનો ઉદ્યોગ થાય છે. કામ ઉદ્યોગનું સ્વરૂપ છે. ઉદ્યોગ એટલે મહેનત કરીને ફળ મેળવવું જે કામ મહેનતથી થાય છે તે કામ કરીને ફળ મેળવવું મહેનતથી કામ કરવું તેજ ઉદ્યોગ કરવાનું સ્વરૂપ છે.

વિદ્યા શીખવી પડે છે. ઉદ્યોગના કામ કેમ કરવા, કેવી રીતે કરવાં તે વિદ્યા મનુષ્યને જાણવી પડે છે. વિદ્યા શીખીને ઉદ્યોગનું કર્મ કરવાથી ફળ મળે છે. ઉદ્યોગના કર્મ ફળ આપે છે ઉદ્યોગ જાત મહેનતથી થાય છે ઉદ્યોગમા કામ કરવા પડે છે માટે દરેક મનુષ્યે વિદ્યા શીખીને ઉદ્યોગના કામ કરવા.

વિદ્યાના, કળાના, હુન્નરના અને ઉદ્યોગના સાધન વગર કર્મ થઈ શકતાં નથી. શ્રીમહાદેવે અધ્યાત્મ રીતે મનુષ્યને માટે ઉદ્યોગનાં

કર્મ કરવાને તેના સાધન પૃથ્વી ઉપર પુરા પાડ્યાં છે. શ્રીમહાદેવનાં સાધન મનુષ્યને કર્મમા મદદ કરે છે અને ફળ અપાવે છે

શ્રીમહાદેવના સાધન મેળવવા પડે છે સાધન શીખીને, અથવા ભણીને અથવા તે પ્રમાણે કરીને મેળવવા પડે છે કર્મ કરવાને માટે સાધનની જરૂર છે સાધન વગર કર્મ થઈ શકતું નથી, માટે દરેક મનુષ્યે કર્મ માર્ગમા કર્મ કરતા પહેલા તે કર્મનું સાધન મેળવવું

દરેક મનુષ્યે જ્ઞાન મેળવવાને માટે વિદ્યા શીખવી કળા અને હુન્નરની વિદ્યા શીખવી અને ઉદ્યોગ અથવા ધંધો કરવાની વિદ્યા પણ શીખવી વિદ્યા કળા હુન્નર અને ઉદ્યોગ શીખવાં.

---

## ઉદ્યોગના કર્મનાં કામ

જે કર્મ ફળ આપે છે તે કર્મ ઉદ્યોગનું હોય છે ઉદ્યોગના કર્મ કરવાથી ફળ મળે છે ઉદ્યોગ જાત મહેનતથી થાય છે ઉદ્યોગના કામ કરવામા મહેનત કરવી પડે છે, અને મહેનત કરીને કામ કરવુ પડે છે કામ કર્મનું હોય છે અને ઉદ્યોગ કામ કરવાનો હોય છે. કામ કરે છે તેજ ઉદ્યોગ કરે છે. ફળ આપે તે કર્મના કામ જાત મહેનતથી કરવા તેજ કર્મનો ઉદ્યોગ કરવાનું સ્વરૂપ છે કારણ કે તે કર્મનાં કામ કરવામા મહેનત કરવી પડે છે અને કામ કરવા પડે છે જ્યારે કામ કરવાનો ઉદ્યોગ કરે છે ત્યારે જ તે કર્મ ફળ આપે છે

ઉદ્યોગ એ કામનુ સ્વરૂપ છે કર્મના કામનું નામ જ ઉદ્યોગ છે કારણ કે કામ કરવાથીજ ઉદ્યોગને ઓળખી શકાય છે અને તેના કામ કરવાથી જ કર્મના કામ થાય છે કામ કરવાથી જ ફળ મળે છે. ઉદ્યોગ કર એટલે કામ કર કર્મના કામ કરવા તેજ ઉદ્યોગનું સ્વરૂપ છે ફળ આપે તે કર્મના કામ કરવા એટલે તે કર્મનો ઉદ્યોગ કરવો ઉદ્યોગ કરવાનુ કર્મ, કામ કરવાનું છે.

ફળ આપે તે કર્મના કામ જાત મહેનતથી કરવા. કામનુ સ્વરૂપ જ ઉદ્યોગ છે કામ કરવા અથવા ઉદ્યોગ કરવો તે બન્ને સરખુ છે કામ કરવાથી ફળ મળે છે માટે કામ કરવુ તેજ ઉદ્યોગના કર્મનુ કામ છે.

---

## ફળ આપનારાં કર્મ.

ખેતીનું કર્મ, વેપારનું કર્મ, નોકરી અથવા સેવાનું કર્મ અને ભીખનું કર્મ. આ કર્મ ફળ આપનારા છે. પૃથ્વી ઉપર સર્વ મનુષ્યને આ ફળ આપનારા કર્મ, ફળ આપે છે અને તેનાથી મનુષ્ય પૃથ્વી ઉપર રહીને જીવન ભોગવી શકે છે

ખેતીનું કર્મ–ખેતી કરવાનુ કર્મ ફળ આપે છે. ખેતીમાથી અન્ન મળે છે અને તે અન્ન ખેતી કરવાના કર્મનુ ફળ છે જે મનુષ્ય ખેતીનુ કર્મ કરે છે તેને તે કર્મ (અન્ન) ફળ આપે છે ખેતીના કર્મમાથી મળેલુ ફળ (અન્ન) લઇને મનુષ્ય પૃથ્વી ઉપર રહીને જીવન ભોગવી શકે છે. ખેતીના ફળમાથી મનુષ્ય ખાવાનુ, પહેરવાનું અને રહેવાનું મેળવી શકે છે ખેતીના ફળમાંથી મનુષ્ય પૈસા આબરૂ અને કીર્ત્તિ મેળવે છે ખેતીના ફળમાથી મનુષ્ય સર્વસ્વ મેળવે છે અને તેમાથી મોક્ષ મેળવે છે. ખેતીના કર્મનુ ફળ શ્રેષ્ઠ છે કારણ કે તે ફળ વાપરી શકાય છે, ભોગવી શકાય છે અને તેનો ઉપયોગ થાય છે. ખેતી કરવાનુ કર્મ ફળ આપે છે.

વેપારનું કર્મ–વેપાર કરવાનું કર્મ ફળ આપે છે વેપાર કરવાથી નફો મળે છે. નફો એ વેપારના કર્મનુ ફળ છે. જે મનુષ્ય વેપાર કરે છે તેને તેમાથી ફળ (નફો) મળે છે આ ફળથી મનુષ્ય પૃથ્વી ઉપર રહીને સર્વસ્વ કરી શકે છે. ફળમાથી ખાવાનુ, પહેરવાનુ અને રહેવાનું મેળવે છે. પૈસા માન અને આબરૂ

મેળવે છે. સુખ સાધન અને સંપત્તિ મેળવે છે દેશ પરદેશ જવુ હોય તો જઈ શકે છે અને કોઈનું ભલું કરવું હોય તો કરી શકે છે વેપાર કરવાના કર્મનાં ફળથી મનુષ્ય પોતાના મનોરથ પુરા પાડી શકે છે, જે કરવું હોય તે કરી શકે છે અને પૃથ્વી ઉપર રહીને જીવન ભોગવી શકે છે. વેપારનું કર્મ ફળ આપે છે

નોકરીનું કર્મ–નોકરી ચાકરી અથવા સેવા કરવાનું કર્મ ફળ આપે છે નોકરી અથવા સેવાના કર્મ કરવાથી પગાર મળે છે. પગાર એ નોકરી અથવા સેવા કરવાના કર્મનું ફળ છે જે મનુષ્ય સેવા અથવા નોકરી કરવાનુ કર્મ કરે છે તે મનુષ્યને તેના કર્મમાથી પગાર (ફળ) મળે છે, તેનાથી મનુષ્ય પૃથ્વી ઉપર રહીને જીવન ભોગવે છે, લક્ષ્મી કીર્ત્તી થોડા મળે છે, સુખ બરાબર મળતું નથી પણ પૃથ્વી ઉપર રહીને જીવન ગાળી શકે છે. નોકરી અથવા સેવાનુ કર્મ ફળ આપે છે.

ભીખનુ કર્મ–ભીખ માગવાનુ કર્મ ફળ આપે છે ભીખ માગવાના કર્મ કરવાથી મનુષ્યને ખાવાનુ, પહેરવાનુ અને રહેવાનું મળે છે જે મનુષ્ય ભીખ માગવાનુ કર્મ કરે છે તેને ફળરૂપે ખાવાનું, પહેરવાનું અને પડી રહેવાનું મળે છે. માન આબરૂ મળતા નથી, લક્ષ્મી કીર્ત્તિ મળતા નથી, સુખ અને સાધન પણ મળતા નથી. ભીખ માગીને મેળવેલા ફળથી મનુષ્ય ખાઈ પી અને પડી રહે છે. ભીખના ફળથી બીજું કાંઈ થઈ શકતું નથી કોઈને કાંઈ આપી શકાતું નથી અને બીજાનુ ભલું પણ થઈ શકતું નથી ભીખના કર્મમાથી ફળમા ખાવાનું પહેરવાનું અને પડી રહેવાનુ મેળવે છે અને પૃથ્વી ઉપર રહીને જીવન ભોગવે છે. ભીખનુ કર્મ ફળ આપે છે.

---

## કર્મના પ્રત્યક્ષ કામ.

કર્મ શ્રીમહાદેવ અદૃષ્ય રહે છે અને કર્મ પ્રત્યક્ષ રહે છે. શ્રી મહાદેવ મોક્ષ આપે છે અને કર્મ ફળ આપે છે. મોક્ષ અદૃષ્ય રહે છે અને ફળ પ્રત્યક્ષ રહે છે. શ્રીમહાદેવ જ્ઞાન આપે છે અને કર્મ ફળ આપે છે જ્ઞાનથી શ્રીમહાદેવને ઓળખી શકાય છે અને કર્મથી શ્રીમહાદેવનાં અનુભવ દર્શન કરી શકાય છે

કર્મ. કર્મ અદૃષ્ય રહે છે, પણ દરેક મનુષ્ય તે કર્મને જાણી શકે છે અને તેનો અનુભવ કરીને તેના અનુભવ દર્શન કરી શકે છે. કર્મ દેખાતુ નથી પણ તે કર્મ કરવાથી, તેને સમજી શકાય છે અને ઓળખી શકાય છે. મનુષ્ય જે કર્મ કરે છે તે કર્મ મનુષ્યને દેખાતું નથી કારણ કે કર્મ અદૃષ્ય છે જે કર્મને માટે મનુષ્ય કામ કરે છે તે કર્મ કોઈથી જોઈ અથવા જાણી શકાતું નથી કારણ કે કર્મ દેખાતુ નથી, પણ તે કર્મનુ નામ હોય છે. કર્મના નામ શિવાય બીજુ કાંઈ હોતું નથી, કારણ કે કર્મ કેવુ છે, કેવડુ છે, કયા છે, વિગેરેની કોઇને પણ ખબર નથી. અને કર્મ કેવું છે તે કોઈ જાણી શકતું નથી કર્મ દેખાતું નથી પણ તે કર્મનુ નામ હોય છે

કર્મ. નામ. અદૃષ્ય અથવા નહીં દેખાય તેવા કર્મનું નામ હોય છે નામનું પણ સ્વરૂપ અને આકાર નથી, તેથી નામ પણ અદૃષ્ય અને નહીં દેખાય તેવું છે. કર્મ અને કર્મનુ નામ બન્ને અદૃષ્ય રહે છે, એટલે જે નામ વાળુ મનુષ્ય કર્મ કરે છે તે નામવાળુ કર્મ અદૃષ્ય રહે છે, પણ તે નામવાળા કર્મને ઓળખવાને માટે તે કર્મના કામ હોય છે. અદૃષ્ય કર્મના કામ પ્રત્યક્ષ રહે છે.

કર્મ. કામ કર્મના કામ પ્રત્યક્ષ છે. કર્મના કામને જોઈ શકાય છે, તેને જાણી શકાય છે, અને તેને ઓળખી શકાય છે કર્મના કામ હોય છે. કામ કરવાથી જ કર્મ થાય છે, કામને પ્રત્યક્ષ રીતે

જોઈ શકાય છે. મનુષ્ય જે કામ કરે છે, તે કામને તે જાણી શકે છે, અને શું કામ કરે છે તે સમજી શકે છે, અને પોતે કયા કર્મના કામ કરે છે તે કર્મને પણ ઓળખી શકે છે. નામવાળુ કર્મ તેના કામ કરવાથીજ ઓળખી શકાય છે, અને જાણી શકાય છે. કામ પ્રત્યક્ષ રહે છે કામ કર્મના હોય છે, અને તે કામ કરવાથી જ કર્મને ઓળખી શકાય છે અને તેને જાણી શકાય છે અદૃષ્ય કર્મ અને નામવાળુ કર્મ તે કર્મના કામ કરવાથી જ તે નામવાળા કર્મને મનુષ્ય જાણી શકે છે કર્મનું નામ હોય છે તે નામવાળા કર્મના કામ હોય છે નામવાળુ કર્મ અદૃષ્ય રહે છે પણ તે કરવાના કામ પ્રત્યક્ષ છે કામ કરવાથી જ તે નામવાળુ કર્મ થાય છે અને તે કર્મ તેના કામ કરવાથી પ્રત્યક્ષ ફળ આપે છે

કર્મ કામ ખેતીનુ કર્મ ખેતીના કામ કરવાથી થાય છે. ખેતીનુ કર્મ અદૃષ્ય રહે છે પણ ખેતીના કામ પ્રત્યક્ષ રહે છે. ખેડવુ, વાવવુ, લણવું, સાફ કરવુ સાચવવુ વિગેરે ખેતી કરવાના કામ હોય છે આ કામ પ્રત્યક્ષ છે કારણ કે ખેતીના આ પ્રત્યક્ષ કામ કરવા પડે છે પ્રત્યક્ષ કામ કરવાથી જ ખેતીનું કર્મ ઓળખાય છે.

વેપારનુ કર્મ–વેપારનુ કર્મ તેના કામ કરવાથી થાય છે વેપારનુ કર્મ અદૃષ્ય રહે છે પણ વેપાર કરવાના કામ પ્રત્યક્ષ છે વેચવુ, લાવવુ, મગાવવુ, બનાવીને આપવુ, લખવુ વિગેરે વેપાર કરવાના કામ છે. જ્યારે મનુષ્ય વેપારના કર્મના કામ કરે છે ત્યારે તે વેપારનું કર્મ થાય છે. કામ કરવાથી જ વેપારના કર્મને ઓળખી શકાય છે અને તેને જાણી શકાય છે વેપારનુ કર્મ અદૃષ્ય રહે છે પણ તે વેપાર કરવાના કામ પ્રત્યક્ષ રહે છે મનુષ્ય જ્યારે કામ કરે છે ત્યારે તે કર્મ થઇને તે કર્મ ફળ આપે છે વેપાર કરવાના પ્રત્યક્ષ કામ કરવાથી જ વેપારનુ કર્મ ઓળખાય છે

સેવાનું કર્મ-સેવા અથવા નોકરીનું કર્મ તેના કામ કરવાથી થાય છે. નોકરીનુ કર્મ અદૃષ્ય રહે છે પણ તેના કામ પ્રત્યક્ષ રહે છે નોકરી અથવા સેવાના કામ હોય છે અને તે કામ કરવાથી જ નોકરીનુ અથવા સેવાનુ કર્મ ઓળખી શકાય છે બીજા મનુષ્યનાં કર્મનાં કામ, તે સેવાના અથવા નોકરી કરવાના કર્મના પ્રત્યક્ષ કામ છે કામ કરવાથી બીજા મનુષ્યનુ કર્મ થાય છે અને તેથી તે મનુષ્ય ફળ આપે છે. મનુષ્ય પોતાના કર્મની સેવા કરનાર અથવા નોકરી કરનાર રાખે છે અને પોતાના કરવાના કર્મના કામ તેને આપે છે તેની પાસે કામ કરાવીને પોતાનુ કર્મ પુરૂ કરે છે, અને કામ કરનારને અથવા નોકરી કરનારને પોતાના કરેલા કર્મના કામનુ ફળ આપે છે નોકરીના કામ પ્રત્યક્ષ છે

ભીખનુ કર્મ-ભીખનું કર્મ તેના કામ કરવાથી થાય છે. ભીખનું કર્મ અદૃષ્ય રહે છે પણ તેના કામ પ્રત્યક્ષ રહે છે કામ કરવાથી ભીખનુ કર્મ ઓળખી શકાય છે અને તેને જાણી શકાય છે ભીખના કર્મમા કામ કરવાના હોય છે બીજા મનુષ્યનું ફળ માગીને મેળવવુ માગીને મેળવવાનુ કામ ભીખના કર્મનુ છે, અને જે માગીને મેળવે છે તે ભીખનુ કર્મ કરે છે વગર મહેનતે લેવુ કામ કરવા વગર મેળવવુ માગીને ખાવુ ફળમા જે મળે તે લેવું આ બધા કામ ભીખના કર્મના છે અને આ પ્રત્યક્ષ કામ કરવાથીજ ભીખનુ કર્મ ઓળખી શકાય છે. પ્રત્યક્ષ કામ કરવાથીજ ફળ મળે છે

ખેતી કરવાનુ, વેપાર કરવાનુ, સેવા અથવા નોકરી કરવાનુ અને ભીખ માગવાનું કર્મ અદૃષ્ય રહે છે. કર્મ દેખાતુંજ નથી કારણ કે કર્મ જોઇ શકાતુ જ નથી. કર્મનુ નામ હોય છે, અને તે નામવાળા કર્મનાં કામ હોય છે કામ પ્રત્યક્ષ છે કામને જોઇ શકાય છે, કારણ કે મનુષ્ય જે કામ કરે છે તે કામ જોઈ શકાય તેવું હોય છે. જ્યારે

નામવાળા કર્મના કામ થાય છે, ત્યારેજ તે નામવાળુ કર્મ ફળ આપે છે. ખેતી કરવાનું કર્મ જ્યારે ખેતી કરવાના કામ થાય છે, ત્યારે થાય છે, અને ખેતી ફળ આપે છે. વેપાર કરવાના કર્મના જ્યારે કામ થાય છે, ત્યારે વેપારનુ કર્મ થાય છે અને તે કર્મ ફળ આપે છે. નોકરી અથવા સેવા કરવાનુ કર્મ તેના કામ કરવાથી થાય છે, અને ભીખ માગવાનુ કર્મ પણ તેના કામ કરવાથી થાય છે. પ્રત્યક્ષ કામ કરવાથીજ અદૃષ્ય કર્મનુ ફળ મળે છે નામવાળુ અને નહી દેખાય તેવુ અદૃષ્ય કર્મનુ ફળ મેળવવાને તેના કામજ કરવાના છે જયારે કામ થાય છે ત્યારેજ તે કામ કર્મનું ફળ અપાવે છે કર્મ અદૃષ્ય રહે છે પણ તેના કામ પ્રત્યક્ષ રહે છે



# શ્રીમહાદેવ રૂપ

## કર્મનું આત્મસ્વરૂપ

શ્રીમહાદેવ આત્મા છે, આત્માનું રૂપ છે, આત્મસ્વરૂપ છે. આત્મા મરતો નથી, બળતો નથી, ડુબતો નથી, જતો નથી, પણ હરહમેશ કાયમ રહે છે શ્રીમહાદેવ આત્મા છે.

કર્મ આત્મા છે. કર્મ આત્માનુ રૂપ અને આત્મસ્વરૂપ છે. કર્મ આત્માની જેમ મરતું નથી, બળતું નથી, ડુબતું નથી, જતું નથી પણ હરહમેશ પૃથ્વી ઉપર કાયમ રહે છે. પૃથ્વી ઉપર કર્મ આત્માની જેમ રહે છે

આત્મા જીવન આપે છે. કર્મ પણ જીવન આપે છે કારણ કે કર્મ કરવાથી જ જીવન મળી શકે છે પૃથ્વી ઉપર સર્વે મનુષ્યના આત્મારૂપ કર્મ છે કારણુ કે મનુષ્ય કર્મથી જ જીવી શકે છે. કર્મ જીવનરૂપ છે, કારણુ કે મનુષ્યને કર્મ જીવન આપે છે

આત્મા ચૈતન્ય આપે છે કર્મ પણુ ચૈતન્ય આપે છે પૃથ્વી ઉપર મનુષ્ય માત્રને કર્મથી જ ચૈતન્ય મળે છે કર્મથી હુશીઆરી અને સમજણુ આવે છે અને કર્મ કરવાને મનુષ્ય ચૈતન્યવાળો થાય છે. આત્મા જીવન આપે છે અને ચૈતન્ય આપે છે કર્મ પણુ જીવન આપે છે અને ચૈતન્ય આપે છે મનુષ્ય કર્મથી આવે છે, કર્મથી જાય છે, અને કર્મથી જ ચૈતન્યવાળો રહીને કર્મ કરે છે. કર્મ મનુષ્યના આત્મા અને ચૈતન્યરૂપ છે કારણુ કે મનુષ્ય કર્મના ફળથી જ જીવન મેળવે છે અને ચૈતન્યવાળો થાય છે

કર્મ હરહમેશ સરખુ અને કાયમ રૂપ છે કર્મને કોઈ મારી શકતું નથી, કર્મને કોઈ બાળી શકતું નથી, ડુબાડી શકતું નથી તેમ જ

કર્મને નાખી દેવાતુ નથી કર્મ કરવુજ પડે છે કર્મ કાયમ રૂપ રહે છે, અને જે મનુષ્યને કરવુ હોય ત્યારે તે કાયમ રૂપ કર્મને ગમે ત્યારે કરી શકે છે આત્મા કાયમ રહે છે. શ્રીમહાદેવ આત્મારૂપ છે. શ્રીમહાદેવ આત્મારૂપે પૃથ્વી ઉપર કાયમ રહે છે કર્મ પણ આત્મસ્વરૂપ શ્રીમહાદેવની જેમ પૃથ્વી ઉપર કાયમ રહે છે અને સર્વનું રક્ષણ કરે છે આત્મસ્વરૂપ શ્રીમહાદેવ પૃથ્વી ઉપર અદૃષ્ય રહે છે તેવીજ રીતે કર્મ પણ પૃથ્વી ઉપર અદૃષ્ય રહે છે, કારણ કે કર્મને જોઈ શકાતું નથી અને તેને જાણી શકાતું નથી.

આત્મા મરતો નથી, કર્મ મરતું નથી આત્મા બળતો નથી, કર્મ બળતું નથી આત્મા પાણીમા ડુબતો નથી, કર્મ પાણીમા ડુબતું નથી આત્મા જતો નથી અને કાયમ રહે છે, કર્મ પણ જતું નથી અને તે કર્મ કરવાનુ કાયમ રહે છે આત્માને સર્વે પૂજે છે તેવીજ રીતે કર્મને પણ સર્વે મનુષ્યો (કરે છે.) પૂજે છે.

---

## કર્મનું બ્રહ્મસ્વરૂપ

શ્રીમહાદેવ બ્રહ્મ છે, બ્રહ્મનુ રૂપ છે, અને બ્રહ્મસ્વરૂપ છે. કર્મ પણ બ્રહ્મ છે, બ્રહ્મનુ રૂપ છે અને બ્રહ્મ સ્વરૂપ છે. બ્રહ્મ કેવુ છે, કયા છે, શું છે, તે કોઈ પણ જાણી શકતુ નથી, અને તેની કોઇને સમજણ નથી બ્રહ્મ દેખાતુ નથી, પણ બ્રહ્મ છે છે તેજ બ્રહ્મ છે. છે તેજ બ્રહ્મરૂપ છે અને બ્રહ્મ સ્વરૂપ છે, જ્ઞાની મનુષ્ય જ્ઞાનથી અને અનુભવી મનુષ્ય પોતાના અનુભવથી બ્રહ્મને જાણી શકે છે અને બ્રહ્મને અનુભવથી જોઈ શકે છે. બ્રહ્મની ઉપાસના કરનારને બ્રહ્મના દર્શન થાય છે બ્રહ્મ અદૃષ્ય રહે છે

કર્મ પણ બ્રહ્મ છે, બ્રહ્મરૂપ છે અને બ્રહ્મસ્વરૂપ છે. કર્મ કેવુ છે, કયા છે, શું છે તેની કોઇને સમજણ પડતી નથી પણ કર્મ છે છે તેજ બ્રહ્મ છે કર્મ છે તેજ બ્રહ્મરૂપ છે કર્મના કરનારાઓ

પોતાના અનુભવથી અને જ્ઞાનથી કર્મ શું છે તે જાણી શકે છે, કર્મ શું કરે છે તે સમજી શકે છે, કર્મ કયા કરે છે તે જોઈ શકે છે, અને કર્મ કેમ કરે છે, તે કરી શકે છે કર્મ કરનાર કર્મને અને તેના સ્વરૂપને પોતાના પ્રત્યક્ષ અનુભવથી જાણી શકે છે અને જ્ઞાનથી કર્મને જોઈ શકે છે કર્મ બ્રહ્મ છે અને તે અદૃષ્ય રહે છે.

છે તેજ શ્રીમહાદેવ. છે તેજ બ્રહ્મ કર્મ શ્રીમહાદેવ પૃથ્વી ઉપર સર્વ ઠેકાણે રહીને મનુષ્ય માત્રનુ કલ્યાણ કરે છે કારણ કે શ્રી-મહાદેવ સર્વના આત્મા છે અને બ્રહ્મરૂપ છે

છે તેજ કર્મ છે જે કર્મ છે તે કર્મ બ્રહ્મ રૂપ છે છે તેજ કર્મ છે કારણ કે પૃથ્વી ઉપર સર્વ ઠેકાણે કર્મ શ્રીમહાદેવની જેમ રહે છે અને તે કર્મ મનુષ્ય માત્રને ફળ આપીને તેમનુ કલ્યાણ કરે છે કર્મ આત્મા છે, કારણ કે કર્મ કરનારાઓને કર્મથીજ જીવન મળે છે જીવન એજ આત્મા છે

શ્રીમહાદેવની ઉપાસના કરનાર શ્રીમહાદેવને ઓળખી શકે છે અને જાણી શકે છે, તેવીજ રીતે કર્મની ઉપાસના કરનાર (કર્મ કર-નાર) પણ પોતાના કર્મને ઓળખી શકે છે, અને અનુભવથી કર્મને જાણી શકે છે, અને કર્મ કેવુ છે, કેવડુ છે, કયા છે તે જોઈ શકે છે. ખેતીનુ કર્મ, વેપારનુ કર્મ, નોકરીનુ કર્મ, અને ભીખનુ કર્મ, કર્મ બ્રહ્મરૂપ છે કોઈ પણ મનુષ્ય જાણી શકતું નથી કે કર્મ કેવડું છે, કેવુ છે, કયા છે, શું છે, પણ કર્મ છે અને તે કરવાનુ છે એટલુજ જાણે છે, અને તેથી છે એ જ બ્રહ્મ છે. કર્મ કરનારાઓ કર્મ બ્રહ્મને ઓળખી શકે છે, અને તેને જાણી શકે છે શ્રીમહાદેવના ઉપાસકો શ્રીમહાદેવને બ્રહ્મસ્વરૂપ જાણે છે તેવી જ રીતે કર્મના ઉપાસકો (કર્મ કરનારાઓ) કર્મને પણ બ્રહ્મસ્વરૂપ જાણે છે. કર્મ બ્રહ્મરૂપ છે અને અદૃષ્ય છે કર્મ દેખાતું નથી, પણ કર્મ છે અને મનુષ્યને કરવાનુ છે.

## કર્મ નિરાકાર છે.

શ્રીમહાદેવનું પૃથ્વી ઉપર રૂપ નથી અને તેમનો આકાર પણ નથી શ્રી મહાદેવ નિરાકાર છે મનુષ્યની આંખો શ્રીમહાદેવને જોઈ શકતી નથી, કારણ કે તેમનો આકાર જ નથી. શ્રીમહાદેવ નિરાકાર રૂપ છે.

પૃથ્વી ઉપર કર્મનો પણ આકાર નથી અને રૂપ નથી કર્મ રૂપ વગરનુ અને આકાર વગરનું છે, તેથી કર્મ પણ શ્રીમહાદેવની જેમ નિરાકાર રૂપ છે કર્મનુ રૂપ કે સ્વરૂપ હોતુ નથી. કર્મનો કોઈ જાતનો આકાર નથી, તેથી કર્મ નિરાકાર છે

કર્મને જોઈ શકાતુ જ નથી કર્મ કલ્પનામા પણ આવી શકતું નથી કર્મ એકલુ છે. કર્મથી કોઇને દુ ખ ઉત્પન્ન થતું નથી તેથી કર્મ નિરજન છે કર્મ છે પણ તે જોઈ શકાતુ નથી, જાણી શકાતુ નથી, તેનુ રૂપ નથી અને તેનો આકાર નથી, માટે કર્મ નિરજન નિરાકાર રૂપ છે શ્રીમહાદેવ નિરાકાર છે, તેવી જ રીતે કર્મ પણ નિરાકાર છે શ્રીમહાદેવની જેમ કર્મનો આકાર કે રૂપ નથી તેથી કર્મ નિરાકાર રૂપે પૃથ્વી ઉપર રહેલુ છે પૃથ્વી ઉપર કર્મ છે અને તે નિરાકાર છે

---

## કર્મ ઇશ્વરરૂપ છે.

શ્રીમહાદેવ ઇશ્વર છે, ઇશ્વરનુ રૂપ છે શ્રીમહાદેવ પૃથ્વી ઉપર સર્વનુ રક્ષણ કરે છે તેથી શ્રીમહાદેવ પૃથ્વી ઉપર સર્વના ઇશ્વરરૂપ છે. રક્ષણ કરે છે તે ઇશ્વર છે ઇશ્વરનુ કર્મ રક્ષણ કરવાનું છે શ્રીમહાદેવ પૃથ્વી ઉપર સર્વનુ રક્ષણ કરે છે માટે પૃથ્વી ઉપર શ્રીમહાદેવ ઇશ્વર છે

કર્મ ઈશ્વર છે. કર્મ ઇશ્વરનું રૂપ છે કર્મ પૃથ્વી ઉપર સર્વનું રક્ષણ કરે છે કર્મથીજ સર્વનુ રક્ષણ થાય છે રક્ષણ કર્મ કરે છે કર્મ ઈશ્વરરૂપ છે રક્ષણ કરે છે તે ઈશ્વર છે કારણ કે તેના વગર પૃથ્વી ઉપર કોઈ રક્ષણ કરી શકતુ નથી કર્મ કરવાથીજ સર્વનુ રક્ષણ થાય છે શ્રીમહાદેવ સર્વનુ રક્ષણ કરે છે તેથી શ્રીમહાદેવ પૃથ્વી ઉપર સર્વના ઇશ્વર છે કર્મ પણ પૃથ્વી ઉપર સર્વનું રક્ષણ કરે છે તેથી કર્મ પણ શ્રીમહાદેવની જેમ પૃથ્વી ઉપર ઈશ્વરરૂપ છે આપે છે તેજ ઈશ્વર છે શ્રીમહાદેવ મોક્ષ આપે છે કારણ કે તે ઈશ્વર છે કર્મ ફળ આપે છે, કારણ કે તે ઈશ્વરનુ રૂપ છે કર્મ શ્રીમહાદેવનું અધ્યાત્મ સ્વરૂપ છે, તેથી કર્મ પણ શ્રીમહાદેવની જેમ ઇશ્વરરૂપ છે કર્મ ઈશ્વરરૂપ છે કારણ કે કર્મથી પૃથ્વી ઉપર સર્વ મનુષ્યનુ રક્ષણ થાય છે ઇશ્વર રક્ષણ કરે છે, કર્મ પણ પૃથ્વી ઉપર સર્વનુ રક્ષણ કરે છે, તેથી કર્મ ઈશ્વરરૂપ છે.

---

## કર્મ પરમેશ્વરરૂપ છે.

શ્રીમહાદેવ પરમેશ્વર છે, પરમેશ્વરનુ રૂપ છે. શ્રીમહાદેવ પૃથ્વી ઉપર સર્વનુ પોષણ કરે છે પોષણ કરે છે તે પરમેશ્વર છે શ્રીમહાદેવ સર્વનુ પોષણ કરે છે

કર્મ પણ પરમેશ્વર છે કર્મ પરમેશ્વરનુ રૂપ છે. કર્મ પૃથ્વી ઉપર સર્વનુ પોષણ કરે છે કર્મ કરે છે ત્યારે જ પોષણ થાય છે, નહીં તો પોષણ થતુ નથી કર્મ નહીં કરે તો ખાવાનુ, પહેરવાનુ, અને રહેવાનુ મળતુ નથી, અને તેથી મનુષ્યનુ પોષણ થતુ નથી. કર્મ કરવાથી જ સર્વને ખાવાને, પહેરવાને અને રહેવાને મળે છે. કર્મ કરવાથી મનુષ્યને ફળ મળે છે અને તેનાથી તેમનુ પોષણ થાય છે પોષણ કરે છે તે પરમેશ્વર છે. શ્રીમહાદેવ પૃથ્વી ઉપર સર્વનુ

પોષણ કરે છે, માટે શ્રીમહાદેવ પૃથ્વી ઉપર સર્વના પરમેશ્વર છે કર્મ પણ પૃથ્વી ઉપર સર્વનુ પોષણ કરે છે, કારણ કે કર્મ કરવાથી જ સર્વનું પોષણ થાય છે તેથી કર્મ પણ પૃથ્વી ઉપર મનુષ્યના પરમેશ્વરરૂપ છે કર્મથી પોષણ થાય છે માટે કર્મ પરમેશ્વરનુ રૂપ છે

કર્મ રક્ષણ કરે છે તેથી કર્મ ઈશ્વરરૂપ છે, અને કર્મ પોષણ કરે છે તેથી કર્મ પરમેશ્વરરૂપ છે.

---

## કર્મ સર્વેશ્વરરૂપ છે.

શ્રીમહાદેવ પૃથ્વી ઉપર સર્વના સર્વેશ્વર છે. શ્રીમહાદેવને પૃથ્વી ઉપર સર્વે મનુષ્ય સરખા છે અને સર્વેને સરખુ ફળ આપે છે. શ્રીમહાદેવ સર્વેને ફળ આપે છે તેથી શ્રીમહાદેવ સર્વેશ્વરનુ રૂપ છે

કર્મ પણ પૃથ્વી ઉપર સર્વેશ્વરનુ રૂપ છે. કર્મ સર્વેશ્વર છે, કારણ કે કર્મ સર્વને ફળ આપે છે પૃથ્વી ઉપર સર્વ મનુષ્ય કર્મ કરે છે અને કર્મ સર્વ મનુષ્યને ફળ આપે છે કર્મ સર્વનું ઇશ્વરરૂપ છે. આપે દે તે દેવ છે. કર્મ આપે છે તેથી કર્મ દેવ છે. રક્ષણ કરે છે તે ઇશ્વર છે, કર્મ સર્વનુ રક્ષણ કરે છે. પોષણ કરે છે તે પરમેશ્વર છે, કર્મ સર્વનુ પૃથ્વી ઉપર પોષણ કરે છે. સર્વને ફળ આપે છે તે સર્વેશ્વર છે, કર્મ સર્વને ફળ આપે છે તેથી કર્મ પણ પૃથ્વી ઉપર સર્વેશ્વરનું રૂપ છે.

કર્મ દેવ છે કારણ કે કર્મ ફળ આપે છે કર્મ ઇશ્વર છે કારણ કે કર્મ રક્ષણ કરે છે કર્મ પરમેશ્વર છે કારણ કે કર્મ સર્વનુ પોષણ કરે છે. કર્મ સર્વેશ્વર છે કારણ કે કર્મ સર્વને ફળ આપે છે કર્મ દેવ છે, ઇશ્વર છે, પરમેશ્વર છે અને સર્વેશ્વરનુ રૂપ છે. કર્મ શ્રીમહાદેવનું અધ્યાત્મ સ્વરૂપ છે કર્મ શ્રીમહાદેવની જેમ પૃથ્વી ઉપર મનુષ્ય માત્રના દેવરૂપ રહે છે કર્મ સર્વેશ્વર છે કારણ કે કર્મથી સર્વને ફળ મળે છે.

## કર્મ કારણરૂપ છે

શ્રીમહાદેવ કારણરૂપ છે કર્મ પણ કારણરૂપ છે કારણ વગર કર્મ થઇ શકતુ નથી હરેક કર્મને કારણ હોય છે કારણમા ફળ મેળવવાનુ કારણ હોય છે ફળ કર્મ કરવાથીજ મળે છે કર્મ થાય છે તેનુ કારણ રહે છે કારણરૂપ ફળ મેળવવાનુ કર્મ હોય છે ફળ કર્મ કરીને મેળવવાનુ છે, માટે કર્મ કારણરૂપ રહે છે.

શ્રીમહાદેવ કારણરૂપ છે, કારણ કે મનુષ્યને મોક્ષ આપે છે. કર્મ પણ કારણરૂપ છે કારણ કે કર્મ મનુષ્યને ફળ આપે છે

મનુષ્ય જે કર્મ કરે છે તે કર્મને કારણ હોય છે કર્મ કરવાનું કારણ ફળ મેળવવાનુ હોય છે. ફળ કર્મ કરવાથી જ મળે છે તેથી કર્મ કરવાનુ કારણ ફળ મેળવવાનુ કર્મ રહે છે. ફળ મેળવવાનુ કર્મ કારણરૂપ છે

કારણ વગર કર્મ થતુ નથી હરેક કર્મને કારણ હોય છે કારણમા હરેક મનુષ્યને ફળ મેળવવાનુ હોય છે ફળ મેળવવા માટે મનુષ્યને કામ કરવા પડે છે કામ થાય છે ત્યારે કર્મ થાય છે અને કામ થઇ રહે છે એટલે કર્મ પુરૂ થાય છે કામ કરવાથી કર્મ પરિપૂર્ણ થાય છે અને તે કર્મ ફળ આપે છે ફળ આપે તેવા કર્મના કામ કરીને તે કામ પુરા કરવા, કારણ કે જ્યારે કામ પુરા થાય છે એટલે કર્મ થઇ રહે છે અને કામનુ ફળ મળે છે ફળ આપે તેવુ કર્મ હરેક મનુષ્યને કારણરૂપ છે કર્મ શ્રીમહાદેવનુ અધ્યાત્મ સ્વરૂપ છે. તેથી હરેક મનુષ્યને કર્મ કારણરૂપ જ રહે છે.

---

## કર્મ બીજરૂપ છે.

શ્રીમહાદેવ બીજરૂપ છે પૃથ્વી ઉપર કર્મ પણ બીજરૂપ રહે છે. કર્મ કરવાથી જ બીજ રોપી શકાય છે. કર્મ કરવાથી બીજ

રોપાય છે, તેનુ ઝાડ થાય છે અને તે ઝાડ ફળ આપે છે કર્મ કરવુ તે જ બીજ રોપવા બરાબર છે, કારણ કે બીજ રોપવાથી તેનુ ઝાડ થાય છે અને તે ઝાડ ફળ આપે છે

ફળ આપી શકે તેવા કર્મના કામ કરવાથી તે કર્મનુ બીજ કર્મ માર્ગમા રોપાય છે કર્મ કરવાથી બીજ રોપાય છે, કર્મ કરવાથી તેનુ ઝાડ થાય છે અને તે ઝાડ ફળ આપે છે જે ફળ મેળવવું હોય છે તે ફળ મેળવવાનુ કર્મ હોય છે જે કર્મ ફળ આપે છે, તે કર્મને કરવાના કામ હોય છે જ્યારે કર્મ કરવાનાં કામ થાય છે ત્યારે જ તે ફળ મેળવવાના કર્મની શરૂઆત થાય છે કર્મના કામ થાય છે એટલે તે કર્મ શરૂ થાય છે કર્મનુ કરવાનુ કામ તે બીજરૂપ છે કામ કરે છે, તે જ બીજ રોપાય છે કામ કરવાથી બીજ રોપી શકાય છે, કર્મ શરૂ થાય છે એટલે તે ફળ આપવાવાળા કર્મના બીજ રોપાય છે કર્મના કામથી બીજ રોપાય છે, કામ કરવાથી તે કર્મ મોટુ ઝાડરૂપ થાય છે અને કામ કરવાથી તે ઝાડ રૂપ કર્મ ફળ આપે છે. કર્મ બીજ રોપે છે, કર્મ બીજનું ઝાડ કરે છે અને કર્મ ઝાડનુ ફળ આપે છે.

કર્મ બીજરૂપે જ રહે છે કર્મના કામ કરવાથી રોપણી થાય છે, કર્મના કામ બીજરૂપ છે, કામ કરવાથી કર્મના બીજ રોપાય છે અને કામ કરવાથી જ તેનુ ફળ મળે છે બીજ રોપાય, ઝાડ થાય ત્યારે ફળ મળે છે કર્મના કામ કરવાથી ફળ મેળવવાના કર્મના બીજ રોપાય છે, ફળ આપે તેવુ કર્મ બીજરૂપ છે કર્મ કરવાથી તે બીજરૂપ કર્મનુ ઝાડ થાય છે અને કર્મ પુરૂ કરવાથી તે બીજરૂપ કર્મ તેના ઝાડમાથી ફળ આપે છે કર્મ બીજરૂપ રહે છે.

---

## કર્મ સત્યસ્વરૂપ છે.

શ્રીમહાદેવ પૃથ્વી ઉપર સત્ય છે અને સત્ય સ્વરૂપ છે. શ્રીમહાદેવ પૃથ્વી ઉપર છે. શ્રીમહાદેવ પૃથ્વી ઉપર છે જ તે સત્ય છે, અને શ્રીમહાદેવ સાચા છે પૃથ્વી ઉપર શ્રીમહાદેવ સત્યરૂપ અને સત્ય સ્વરૂપ છે.

કર્મ પણ સત્ય છે અને સત્ય સ્વરૂપ છે પૃથ્વી ઉપર કર્મ છે, અને છે તે સત્ય છે. પૃથ્વી ઉપર શ્રીમહાદેવ સત્ય છે અને સત્ય સ્વરૂપ છે, તેવી જ રીતે કર્મ પણ પૃથ્વી ઉપર સત્ય છે અને સત્ય સ્વરૂપ છે કર્મ સત્ય છે કારણ કે દરેક મનુષ્યને કર્મ કરવુ પડે છે. દરેક મનુષ્યને કર્મ કરવાનું સાચુ છે, કારણ કે કર્મ કરવા વગર કોઇને ફળ મળતું નથી

કર્મ છે તે સત્ય છે અને કર્મ કરનારા સત્ય સ્વરૂપ છે, કારણ કે તેઓ કર્મ કરીને ફળ મેળવે છે કર્મ છે તે સાચુ છે કારણ કે તે કર્મ કરવુ પડે છે કર્મ કરે છે ત્યારે ફળ મળે છે, નહીં તો ફળ મળતું નથી. કર્મ છે તે સત્ય છે, કારણ કે તેને ભજ્યા વગર (તેના કામ કરવા વગર) પૃથ્વી ઉપર કોઇથી રહી શકાતુ જ નથી દરેક મનુષ્યને કર્મ કરવુ જ પડે છે, કારણ કે કર્મ સત્ય સ્વરૂપ છે, કાયમનુ રૂપ છે અને તે કરવુ જ પડે છે

જે કર્મ ફળ આપે છે તે બધા કર્મ પૃથ્વી ઉપર સત્ય સ્વરૂપ રહે છે, કારણ કે દરેક મનુષ્યને ફળ મેળવવાને માટે તે કર્મ કરવુ જ પડે છે કર્મ સત્ય છે, કર્મ કરવાનુ પણ સત્ય છે અને કર્મ કરવા-વાળાઓ પણ સત્ય સ્વરૂપ છે, કારણ કે કર્મ કરીને જ તેઓ ફળ મેળવે છે પૃથ્વી ઉપર કર્મ શ્રીમહાદેવની જેમ સત્ય સ્વરૂપ જ રહે છે કર્મ છે, અને તે કરવાનુ છે, તે સત્ય છે. કર્મ સત્ય સ્વરૂપ છે.

---

## કર્મ ઉત્પત્તીરૂપ છે.

શ્રીમહાદેવ પૃથ્વી ઉપર ઉત્પત્તિરૂપ છે શ્રીમહાદેવ પૃથ્વી ઉપર ઉત્પન્ન કરનારા સમર્થ દેવ છે શ્રીમહાદેવ ઉત્પન્ન કરે છે, પેદા કરે છે, બનાવે છે, ઘડે છે, અને ઉપજાવે છે શ્રીમહાદેવ ઉત્પન્ન કરતા દેવ છે શ્રીમહાદેવ ઉત્પન્ન કરીને આપે છે, તેથી શ્રીમહાદેવ ઉત્પત્તિરૂપ છે શ્રીમહાદેવથી જગત ઉત્પન્ન થાય છે.

કર્મ પણ ઉત્પત્તી રૂપ છે કર્મથી ઉત્પત્તિ થાય છે ઉત્પત્તિ કર્મ કરવાથી જ થઈ શકે છે કર્મ કરે છે ત્યારે જ ઉત્પન્ન થાય છે કર્મ કરવાથી બનાવી શકાય છે, પેદા કરી શકાય છે, મેળવી શકાય છે અને કર્મ કરીને ઉત્પન્ન કરી શકાય છે કર્મથી જ બધુ થઇ શકે છે. ઉત્પન્ન કરવાનુ કર્મ કરે છે, તેથી કર્મ ઉત્પત્તિરૂપ થાય છે કર્મ કરે છે ત્યારે જ ઉત્પન્ન થાય છે, નહીં તો નથી થતુ. પૃથ્વી ઉપર બધુ કર્મથી જ ઉત્પન્ન થાય છે કર્મ ઉત્પન્ન કર્ત્તા છે. કર્મ બધુ કરી શકે છે તેથી કર્મ ઉત્પત્તિરૂપ પૃથ્વી ઉપર હમેશા કાયમ રહ્યું છે.

શ્રીમહાદેવ ઉત્પન્ન કરે છે કર્મ ઉત્પન્ન કરે છે. શ્રીમહાદેવ ઉત્પન્ન કરીને આપે છે તેવી જ રીતે કર્મ પણ ઉત્પન્ન કરીને આપે છે. શ્રીમહાદેવ બધુ જ ઉત્પન્ન કરે છે, કર્મ પણ તેવી જ રીતે પૃથ્વી ઉપર બધુ જ ઉત્પન્ન કરે છે બધુ કર્મ કરવાથી જ ઉત્પન્ન થાય છે કર્મ ઉત્પન્ન કરે છે તેથી કર્મ ઉત્પત્તિરૂપ છે. કર્મ શ્રીમહાદેવનું અધ્યાત્મ સ્વરૂપ છે. ઉત્પન્ન કરવાનુ કર્મ કરવાથી શ્રીમહાદેવ ઉત્પન્ન કરીને આપે છે કર્મ કરવાથી ઉત્પન્ન થાય છે, માટે કર્મ માર્ગમાં કર્મ પણ ઉત્પત્તિરૂપ છે. કર્મ કરવાથી જ ઉત્પન્ન થાય છે, બનાવી શકાય છે, પેદા કરી શકાય છે, વિગેરે બધુ કર્મ કરવાથી જ થઈ શકે છે કર્મ શ્રીમહાદેવનું રૂપ છે કર્મ કરવાથી જ ઉત્પન્ન થાય છે માટે કર્મ ઉત્પત્તીરૂપ છે. કર્મ કરવાથી જ ઉત્પન્ન થાય છે. કર્મ કરવાથી

બનાવી શકાય છે, અને કર્મ કરીને પેદા કરીને મેળવી શકાય છે કર્મ કરવાથી જ ઉત્પન્ન થાય છે તેથી કર્મ ઉત્પત્તિ સ્વરૂપ છે.

---

## કર્મ સ્થિતિરૂપ છે.

શ્રીમહાદેવ સ્થિતિરૂપ છે કર્મ પણ સ્થિતિરૂપ છે. કર્મથી સ્થિત થાય છે અને તેની સ્થિતિ થાય છે ઉત્પન્ન કરેલાને સ્થિત કરવાનુ કામ, કર્મ કરે છે સ્થિતિ એટલે ઉત્પન્ન કરેલાને તેની સ્થિતિ પ્રમાણે રાખવું, ઉત્પન્ન કરેલાની સ્થિતિ કાયમ રાખવી, ઉત્પન્ન કરેલાને જેમ રાખવુ જોઇએ તે પ્રમાણે રાખવુ કર્મથી થઈ શકે છે. ઉત્પન્ન કરેલાને તેની સ્થિતિ પ્રમાણે રાખવાનુ કર્મથી થઈ શકે છે કર્મ કરવાથી તેની સ્થિતિ જેવી જોઇએ તેવી રહે છે કર્મથી તેની સ્થિતિ રખાય છે કર્મ સ્થિતિરૂપ છે કર્મ ઉત્પન્ન કરે છે કારણ કે કર્મ ઉત્પત્તિરૂપ છે. કર્મ ઉત્પન્ન કરેલાને તેની સ્થિતિ પ્રમાણે અને વ્યવસ્થા પ્રમાણે રાખે છે, કારણ કે કર્મ સ્થિતિરૂપ છે કર્મથી સ્થિત થાય છે, કર્મથી તેની સ્થિતિ થાય છે કર્મ સ્થિતિરૂપ છે

---

## કર્મ લયરૂપ છે.

શ્રીમહાદેવ લયરૂપ છે. કર્મ પણ લયરૂપ છે, કર્મ લય કરે છે લય કરવો એટલે નાશ કરવો, ઉપયોગ કરવો, વાપરી નાખવું.

કર્મ લયરૂપ છે. કર્મ લય કરે છે. કર્મ કરીને તેનો નાશ થાય છે, તેને વાપરી નખાય છે અને તેનો ઉપયોગ થાય છે. લય કરવાનુ કર્મ લય કરે છે. કર્મ લય કરે છે કર્મથી લય થાય છે કર્મ લયરૂપ છે

કર્મ ઉત્પન્ન કરે છે કર્મ તેની સ્થિતિ કાયમ રાખે છે અને કર્મ તેનો ઉપયોગ કરે છે, વાપરે છે અથવા નાશ કરે છે. કર્મ

કરીને ઉત્પન્ન થાય છે, કર્મ કરવાથી તેની સ્થિતિ રાખી શકાય છે અને કર્મથી તેનો લય કરી શકાય છે

મનુષ્ય કર્મ કરીને ઉત્પન્ન કરે છે, બનાવે છે અથવા પેદા કરે છે, તેને કર્મ કરીને તેની સ્થિતિ રાખે છે, સાચવી રાખે છે, ગોઠવી રાખે છે, જેમ રાખવુ જોઇએ તેમ રાખે છે અને જ્યારે જરૂર પડે ત્યારે કર્મ કરીને તેનો લય કરે છે ગમે ત્યારે કર્મ કરીને વાપરી શકે છે કર્મ ઉત્પત્તિરૂપ, સ્થિતિરૂપ, અને લયરૂપ છે.

---

## કર્મ ધર્મ બતાવે છે.

શ્રીમહાદેવ પૃથ્વી ઉપર સર્વ મનુષ્યોને ધર્મ બતાવે છે કર્મ પણ પૃથ્વી ઉપર સર્વ મનુષ્યોને ધર્મ બતાવે છે. ધર્મ શીખવે છે અને કર્મ કરાવે છે મનુષ્યનો ધર્મ શું છે તે કર્મ બતાવે છે મનુષ્યને જે ફળ મેળવવુ હોય તે મેળવવાનો ધર્મ, કર્મ બતાવે છે. ફળ મેળવવુ હોય તો તે ફળવાળા કર્મના કામ કરવા પૃથ્વી ઉપર જે કર્મ કરવાથી ફળ મળે છે તે કર્મના કામ કરવા એ જ મનુષ્યનો ધર્મ છે. મનુષ્યને ધર્મ કર્મ કરવાનો છે ધર્મ કર્મ કરવાનુ શીખવે છે કર્મ ક્યા અથવા કઈ જગ્યાએ કરવુ, કેવી રીતે કરવુ અને કેમ કરવુ વીગેરેનો ધર્મ મનુષ્યને કર્મ શીખવે છે, કારણ કે પ્રથમ કર્મ કરવા પહેલા કર્મને જાણવુ જોઇએ, કર્મ કયા કરવુ, કેવી રીતે કરવુ વિગેરેનુ જ્ઞાન મનુષ્યે મેળવવુ જોઇએ અને જ્ઞાન મેળવીને તે પ્રમાણે કર્મ કરવુ જોઇએ જ્ઞાન મેળવવુ તે પ્રથમ ધર્મ છે જ્ઞાન મેળવવાનો ધર્મ કર્મ શીખવે છે, કારણ કે કર્મ થાય છે ત્યારે બધુ જોઈ શકાય છે અને જાણી શકાય છે મનુષ્ય ધર્મથી જાણીને કર્મ કરે છે ત્યારે તે કર્મ શ્રેષ્ઠ ફળ આપે છે કર્મ કરવાથી જ્ઞાન મળે છે, અને જ્ઞાન પ્રમાણે કર્મ કરવાથી ફળ મળે છે કર્મ ધર્મ બતાવે છે. કર્મ મનુષ્યને "કર્મ કર" "કર્મનાં

કામ કર" ધર્મ બતાવે છે. મનુષ્યને ધર્મ પ્રમાણે રહેવું જ પડે છે કારણ કે ધર્મ પ્રમાણે દરેક મનુષ્યને કર્મ કરવું જ પડે છે.

ધર્મ કર્મ બતાવે છે જે કર્મ પૃથ્વી ઉપર ફળ આપે છે તે કર્મના કામ કરવાનો મનુષ્ય માત્રનો ધર્મ છે ધર્મ કર્મ બતાવે છે જે કર્મ ફળ આપે છે તે કર્મનાં કામ કરવા એ જ મનુષ્ય માત્રને ધર્મ શીખવે છે. કેવા કર્મ ફળ આપે છે તે પણ ધર્મરૂપ જ્ઞાન મેળવ્યાથી જાણી શકાય છે જ્ઞાનરૂપ ધર્મનુ જ્ઞાન મેળવ્યાથી કર્મને ઓળખી શકાય છે અને તેને જાણીને તેના કામ કરી શકાય છે ધર્મ અને ધર્મનું જ્ઞાન જે કર્મ ફળ આપે છે તે કર્મ સર્વ મનુષ્યને બતાવે છે મનુષ્ય ધર્મ પ્રમાણે કર્મ કરીને ફળ મેળવે છે ધર્મ કર્મ બતાવે છે કર્મ કર એ જ મનુષ્યનો ધર્મ છે.

---

## કર્મ પૃથ્વી ઉપર સર્વ જગ્યાએ દર્શન આપે છે.

શ્રીમહાદેવ પૃથ્વી ઉપર સર્વ જગ્યાએ દર્શન આપે છે. પૃથ્વી ઉપર, પાણીમા, પર્વત ઉપર, અને જગલમા શ્રીમહાદેવ રહે છે અને પોતાની ઉપાસના કરનારને દર્શન આપે છે અને ત્યા જ તેમને મોક્ષ આપે છે

કર્મ પણ પૃથ્વી ઉપર સર્વ જગ્યાએ દર્શન આપે છે પૃથ્વી ઉપર, પાણીમા, પર્વત ઉપર અને જગલમા કર્મ રહે છે અને કર્મ કરનારાઓને તે જગ્યા ઉપર કર્મનુ ફળ આપે છે શ્રીમહાદેવ પૃથ્વી ઉપર બધી જ જગ્યાએ છે તેવી જ રીતે કર્મ પણ પૃથ્વી ઉપર બધી જ જગ્યાએ રહે છે. પૃથ્વી ઉપર કર્મ રહે છે, કારણ કે પૃથ્વી ઉપર કર્મ થાય છે પાણીમા કર્મ રહે છે કારણ કે પાણીમા પણ કર્મ થાય છે. પર્વત ઉપર કર્મ રહે છે, કારણ કે પર્વત ઉપર પણ કર્મ થાય છે. કર્મ જગલમા પણ રહે છે કારણ કે કર્મ જગલમા

પણ થાય છે અને ફળ મળે છે કર્મ જ્યા કરવુ હોય ત્યા થાય છે પૃથ્વી ઉપર કરવુ હોય, પાણીમા કરવુ હોય, પર્વત ઉપર કરવુ હોય અથવા જગલમા જઇને કર્મ કરવુ હોય તો તે કર્મ થઈ શકે છે અને ફળ મેળવી શકે છે કર્મ શ્રીમહાદેવની જેમ બધી જ જગ્યામા રહે છે અને તે જગ્યાએથી કર્મ કરનારાઓને ફળ આપે છે પૃથ્વી ઉપર દરેક દેશમા, શહેરમા, પરદેશમા પણ શ્રીમહાદેવ દર્શન આપે છે તેવી જ રીતે કર્મ પણ દરેક દેશમા, શહેરમા, ગામમા, અને પરદેશમા પણ દર્શન આપે છે, કારણ કે તે જગ્યા ઉપર રહીને મનુષ્ય કર્મ કરે છે અને ફળ મેળવે છે મનુષ્ય જે જગ્યાએ જઇને કર્મ કરે છે તેને તે જગ્યાએથી ફળ મળે છે કર્મ પૃથ્વી ઉપર સર્વ ઠેકાણે છે શ્રીમહાદેવ સર્વના છે અને સર્વ જગ્યાએ રહે છે તેવી જ રીતે કર્મ પણ સર્વનુ છે અને કર્મ સર્વ જગ્યાએ રહે છે કર્મ કરતા જોવાય છે એટલે કર્મ દર્શન આપે છે, શ્રીમહાદેવ અને કર્મ સર્વ જગ્યાએ દર્શન આપે છે.



# અધ્યાત્મ સ્વરૂપ

## શ્રીમહાદેવનું અધ્યાત્મ સ્વરૂપ

પૃથ્વી ઉપર શ્રીમહાદેવનુ અધ્યાત્મ સ્વરૂપ છે. અધ્યાત્મ સ્વરૂપના મનુષ્ય માત્રને દર્શન થઈ શકે છે અધ્યાત્મ સ્વરૂપ ઉપરથી મનુષ્યને બહુ જ જ્ઞાન મળે છે અને તે જ્ઞાન મેળવીને મનુષ્ય શ્રીમહાદેવના પ્રત્યક્ષ રૂપે અનુભવ દર્શન કરે છે શ્રીમહાદેવના સ્વરૂપવાળા મનુષ્યે થઇને પૃથ્વી ઉપર રહીને કર્મ કરવાનુ છે. મહાદેવના સ્વરૂપવાળા થવાથી જ શ્રીમહાદેવ પ્રસન્ન થાય છે. શ્રીમહાદેવ પોતાના સ્વરૂપવાળા ભક્તને જ પ્રસન્ન થઇને ફળ આપે છે સ્વરૂપમાં અનત જ્ઞાન છે સ્વરૂપ જ્ઞાન સમજાવે છે, કર્મ કરાવે છે અને ફળ અપાવે છે શ્રીમહાદેવના અધ્યાત્મ સ્વરૂપવાળા થવાથી જ શ્રીમહાદેવ દર્શન આપે છે, માટે તું અધ્યાત્મ સ્વરૂપે રહીને શ્રીમહાદેવના જેવો થા

શ્રીમહાદેવનુ અધ્યાત્મ સ્વરૂપ આત્મજ્ઞાન સમજાવનારા પવિત્ર પુસ્તકોમા નીચે પ્રમાણે આપ્યુ છે

શ્રીમહાદેવ યોગીસ્વરૂપ છે. યોગીસ્વરૂપ રહીને યોગ સાધે છે શ્રીમહાદેવ દીગંબર છે. શ્રીમહાદેવના ગળા ઉપર નાગ છે. શ્રીમહાદેવને માથા ઉપર મોટી જટા છે. તે જટામા ગગા છે. શ્રીમહાદેવને કપાળમા ત્રીજી આંખ છે, તે ત્રીલોચન છે. કપાળમા બીજનો ચદ્ર છે

શ્રીમહાદેવ સાધુ છે, જ્ઞાની છે, ધ્યાની છે, તપસ્વી છે, ભીખારી છે, દાતા છે, શ્રીમહાદેવે ઝેર પીધુ છે અને તે પચાવ્યુ છે

શ્રીમહાદેવ સ્વભાવે ભોળા છે. ફળ આપવામાં કપટ કરતા નથી. જેને જેવુ જોઈએ તેવું બરાબર ભોળા સ્વભાવથી રહીને ફળ આપે છે શ્રીમહાદેવ ભોળા છે.

શ્રીમહાદેવ યોગીરૂપે રહીને યજ્ઞ કરે છે પોતાની પાસે યજ્ઞ કરવાને માટે કુડ અથવા વેદી રાખે છે, તે યજ્ઞવેદીમા શ્રીમહાદેવ લાકડા નાખીને તેનો હોમ કરે છે હોમ કરવાથી લાકડા બળી જાય છે અને તે લાકડાની બળીને રાખ થાય છે લાકડા બળીને ભસ્મ થયેલી રાખ શ્રીમહાદેવના યજ્ઞકુડમા થયેલા યજ્ઞની રાખ છે, અને તે પરમ પવિત્ર છે શ્રીમહાદેવ પ્રસન્ન થઈને પોતાના ભક્તને પ્રસાદીમા આ ભસ્મ થયેલી રાખ આપે છે. ભસ્મ થયેલુ તે, ભસ્મ આપે છે શ્રીમહાદેવે આપેલી પ્રસાદીરૂપ ભસ્મ (રાખ) મનુષ્યના મનોરથ પુરા પાડે છે શ્રીમહાદેવની સેવા પૂજા તથા ઉપાસના કરનારને શ્રીમહાદેવ પ્રસન્ન થઈને પ્રસાદીમા ભસ્મ આપે છે. પ્રસાદીમા મળેલી ભસ્મ અથવા રાખથી મનુષ્ય માત્ર પૃથ્વી ઉપર રહી શકે છે અને જીવન ભોગવી શકે છે શ્રીમહાદેવે આપેલી ભસ્મ સારૂ ફળ આપે છે

શ્રીમહાદેવ પોતાના કામના ઉપયોગને માટે વાહનરૂપ નદી રાખે છે નદી શ્રીમહાદેવનો પરમ ભકત છે અને શ્રીમહાદેવના વાહનરૂપે રહે છે નદીનુ સ્વરૂપ બળદનુ, આખલાનુ અથવા પોઠીઆનુ છે. શ્રીમહાદેવ નદીના વાહન ઉપર સવારી કરે છે, જાય છે, આવે છે, અને કર્મ કરે છે નદી શ્રીમહાદેવની સેવા કરે છે શ્રીમહાદેવના બધા જ કામ નદી સેવકરૂપે કરે છે નદી વિદ્વાન છે, બળવાન છે અને શ્રીમહાદેવનુ વરદાન પામેલો છે શ્રીમહાદેવને પોતાના વાહન વગર ચાલતું નથી શ્રીમહાદેવના વાહન તરીકે નદી જ કામ કરી શકે છે, અને મહાદેવના કર્મ પણ બધા નદી જ કરી શકે છે નદી શ્રીમહાદેવની સેવા કરે છે નદી શ્રીમહાદેવની

પાસે જ રહે છે, અને જ્યારે શ્રીમહાદેવને જે કાંઈ કર્મ હોય છે, ત્યારે તે તરત જ કરે છે નદી શ્રીમહાદેવનો ભક્ત છે, સેવક છે અને શક્તિવાળો છે તે શ્રીમહાદેવનુ વાહન છે

શ્રીમહાદેવના અધ્યાત્મ સ્વરૂપમાં અનત જ્ઞાન ભરેલુ છે અધ્યાત્મ સ્વરૂપનુ જ્ઞાન મેળવીને તે સ્વરૂપવાળા થઇને કમ કરવાથી કર્મ ફળ આપે છે શ્રીમહાદેવનુ અધ્યાત્મ સ્વરૂપ કર્મનુ સંપૂર્ણ જ્ઞાન આપે છે, કર્મ શું છે, કર્મ ક્યા છે, કર્મ કેમ કરવુ, કર્મ કેવી રીતે કરવુ, વિગેરે બાબતોનુ સ્વરૂપમાથી જ્ઞાન મળે છે, તે જ્ઞાન મેળવીને તેના જેવા થઇને કર્મ કરવાથી, સારા અને સુખ ઉપજાવે તેવા કર્મ કરી શકાય છે શ્રીમહાદેવનુ અધ્યાત્મ સ્વરૂપ કર્મમા કર્મનુ જ્ઞાન આપે છે શ્રીમહાદેવ જ્ઞાન આપે છે તેથી મનુષ્યના કર્મ સપૂર્ણ રીતે થાય છે અને ફળ મળે છે અધ્યાત્મ સ્વરૂપ ઉપરથી જ્ઞાન મેળવીને મનુષ્યે તે સ્વરૂપવાળા થઇને કર્મ કરવાનુ છે સ્વરૂપ મનુષ્યને માટે જ્ઞાન મેળવવા અને તે સ્વરૂપ પ્રમાણે રહીને કર્મ કરવાને માટે જ્ઞાનની મૂર્તિરૂપ છે સ્વરૂપ નહીં હોય તો ઓળખાય નહીં શ્રીમહાદેવનુ અધ્યાત્મ સ્વરૂપ, મનુષ્યના કલ્યાણને માટે છે મનુષ્યને કર્મનુ જ્ઞાન આપે છે કર્મ કેમ કરવુ, કયા કરવુ, કેવી રીતે કરવુ વીગેરેનુ જ્ઞાન, સ્વરૂપ સમજાવે છે, માટે સ્વરૂપ સમજીને જ્ઞાન મેળવવુ અને જ્ઞાની થઇને તેના જેવા મનુષ્યે થવુ

પૃથ્વી ઉપર સર્વ મનુષ્યોએ શ્રીમહાદેવના અધ્યાત્મ સ્વરૂપનુ જ્ઞાન મેળવીને, અને અધ્યાત્મ રીતે તેવી રીતે રહીને કર્મ કરવુ તેમ કરવાથી જલદીથી કર્મ થશે અને તેનું ફળ મળશે શ્રીમહાદેવનું અધ્યાત્મ સ્વરૂપ મનુષ્યને કર્મનું સપૂર્ણ જ્ઞાન આપે છે, અને કર્મ કેમ કરવું તે સમજાવે છે, કેવી રીતે કરવું તે બતાવે છે, અને તે કર્મમા શું કરવુ તે શીખવે છે. શ્રીમહાદેવનુ અધ્યાત્મ સ્વરૂપ કર્મ કરીને તેનું ફળ કેમ મેળવવુ તે પણ બતાવે છે મનુષ્યે કર્મનુ સપૂર્ણ જ્ઞાન

મેળવવાનુ છે જ્ઞાન મેળવીને કર્મ કરવાથી તે કર્મ સારી રીતે થાય છે અને સારૂ ફળ આપે છે.

સ્વરૂપનું જ્ઞાન શ્રેષ્ઠ છે, મનુષ્યને કર્મનુ જ્ઞાન આપે છે, કર્મ કરાવે છે અને કર્મમા ફળ અપાવે છે અધ્યાત્મ સ્વરૂપનું જ્ઞાન મેળવીને મનુષ્ય કર્મ માર્ગમા કર્મ કરે છે ત્યારે જ તે કર્મ, માગેલુ ફળ આપે છે



# શ્રીમહાદેવનું અધ્યાત્મ સ્વરૂપ.

## શ્રીમહાદેવ યોગી છે.

શ્રીમહાદેવ યોગી છે. યોગીનુ સ્વરૂપ છે અને યોગીરૂપે જ પૃથ્વી ઉપર રહીને દર્શન આપે છે

મનુષ્ય તું યોગી થા શ્રીમહાદેવનું સ્વરૂપ યોગીનુ છે, માટે અધ્યાત્મ રીતે તું તે સ્વરૂપના જેવો યોગી થા. કર્મ માર્ગમા કર્મ કરતી વખતે મનુષ્ય યોગીનું સ્વરૂપ થાય છે, મનુષ્ય યોગી થાય છે

મનુષ્ય કર્મયોગી છે. કર્મ કરવાવાળો છે, યોગ જોઇને કર્મ કરે છે તેથી મનુષ્ય કર્મયોગીનું સ્વરૂપ છે. કર્મ કરવાવાળા હોય છે તે જ કર્મ કરી શકે છે કર્મને લીધે મનુષ્ય કર્મ કરવાવાળો થાય છે. અને યોગ જોઇને કર્મ કરે છે મનુષ્ય કર્મયોગીનુ સ્વરૂપ છે શ્રીમહાદેવ યોગીરૂપે રહીને યજ્ઞ કરે છે, તેવી જ રીતે મનુષ્ય પણ અધ્યાત્મ કર્મયોગી રૂપે રહીને કર્મમાર્ગમા કર્મ કરે છે કર્મને માટે મનુષ્ય કર્મ કરવાવાળો થાય છે કર્મ કરવાવાળા મનુષ્ય કર્મયોગીનુ સ્વરૂપ છે

યોગી થઇને કર્મ કરવાથી જ કર્મ થાય છે. કર્મના કરનારા થઇને કર્મ કરે છે, ત્યારે જ તે કર્મ કરી શકે છે, મનુષ્યે અધ્યાત્મ યોગીનુ સ્વરૂપ ધરવાનું છે, અને યોગીરૂપે રહીને કર્મ કરવાનુ છે કર્મ કરવુ હોય ત્યારે પ્રથમ તે કર્મના કરનારા રૂપે યોગી થવુ અને યોગી થઇને કર્મના કામ કરવાનો યોગ સાધવો

કર્મયોગી એટલે યોગ જોઇને કર્મ કરનાર મનુષ્ય કર્મયોગી કર્મનો યોગ સાધે છે, અને યોગ જોઇને કર્મ કરે છે. કર્મ કરનાર યોગીનું સ્વરૂપ છે માટે તું કર્મ કરવાવાળો કર્મયોગી થા. શ્રીમહાદેવ યોગીરૂપે છે.

---

# યોગ

## શ્રીમહાદેવ યોગી થઇને યોગ સાધે છે.

શ્રીમહાદેવ યોગીરૂપે રહીને યોગ સાધે છે, અને યોગ જોઇને કર્મ કરીને મનુષ્યનું કલ્યાણ કરે છે.

તું કર્મયોગી છે, તું કર્મ કરવાવાળો છે માટે તું પણ યોગ સાધ અને યોગ જોઇને કર્મ કર. જે કર્મ કરવું હોય તેનો યોગ જોવો પડે છે યોગ હોય ત્યારે જ કર્મ થાય છે. કર્મ કરવાનો યોગ સાધવો પડે છે, યોગ મેળવવો પડે છે, કારણ કે કર્મ કરવાનો યોગ હોય છે ત્યારે જ કર્મ થાય છે. કર્મ કરવાવાળો કર્મયોગી જ્યારે યોગ જોઇને કર્મ કરે છે, ત્યારે જ તેનું કર્મ, યોગને લીધે પુરૂ થાય છે, અને ફળ મળે છે. કર્મ કરવાનો યોગ જોવો પડે છે અને તેને માટે સાધના સાધવી પડે છે. યોગ હોય ત્યારે જ કર્મ થાય છે નહીં તો કર્મયોગી હોવા છતા પણ યોગ નહીં હોય તો કર્મ થતું નથી. કર્મયોગીએ પ્રથમ કર્મ કરવાવાળા થઇને તે કર્મનો યોગ જોવો. કર્મ કરવાનો યોગ મેળવવો અને પછી કર્મ કરવું. યોગ જોઇને અથવા સાધીને અથવા યોગ મેળવીને કર્મ કરવાથી કર્મ થાય છે અને તે કર્મ ફળ આપે છે. યોગ વગર કર્મયોગી પોતાનું કર્મ કરી શકતો નથી કર્મ કરવાને માટે કર્મનો યોગ મેળવવો પડે છે શ્રીમહાદેવ યોગી થઇને યોગ સાધે છે અને યજ્ઞ કરે છે. મનુષ્ય કર્મયોગી થઇને જ્યારે કર્મનો યોગ સાધે છે ત્યારે જ તે મનુષ્યનું કર્મ થાય છે અને તેને ફળ મળે છે.

શ્રીમહાદેવના જેવો યોગી થા અને યોગ સાધ. મનુષ્ય તું કર્મયોગી થઇને કર્મનો યોગ જોઇને કર્મ કર, તું કર્મયોગી થા અને કર્મ કરવાનો યોગ સાધ.

## શ્રીમહાદેવ જ્ઞાની છે.

શ્રીમહાદેવ જ્ઞાની છે અને જ્ઞાનવાળા છે. મનુષ્ય તું પણ જ્ઞાની થા શ્રીમહાદેવના જેવો જ્ઞાન મેળવીને જ્ઞાની થા અને જ્ઞાની થઇને કર્મ કર. કર્મમાર્ગમા કર્મ કરવાને માટે તે કર્મનું જ્ઞાન મેળવવુ પડે છે કર્મ કેમ કરવું, ક્યા કરવું, કેવી રીતે કરવું વિગેરેનુ જ્ઞાન મેળ-વીને પછી કર્મ થાય છે. કર્મ કરવાનું જ્ઞાન મનુષ્ય મેળવે છે અને જ્ઞાની મનુષ્યની જેમ રહીને કર્મ કરે છે કર્મ કરવાનુ પ્રથમ જ્ઞાન મેળવવુ અને જ્ઞાની થવું જ્ઞાન મેળવવાથી શ્રીમહાદેવના ભક્ત થવાય છે અને જ્ઞાની થઇને કર્મ કરવાથી કર્મનુ ફળ મળે છે, માટે તારે જે કર્મ કરવુ છે તે કર્મનું જ્ઞાન મેળવીને જ્ઞાની થઇને તું તારૂ કર્મ કર શ્રીમહાદેવ જ્ઞાની છે, માટે અધ્યાત્મ તું જ્ઞાન મેળવીને જ્ઞાની થા. જ્ઞાન મેળવીને કર્મ કરવાથી કર્મ ફળ આપે છે. જ્ઞાન મેળવીને કર્મ કરવાથી કર્મ જલદીથી પુરૂં થાય છે અને જેવુ જોઇએ તેવુ ફળ મળે છે જ્ઞાન મેળવીને શ્રીમહાદેવની જેમ જ્ઞાની થવું પ્રથમ કર્મનું જ્ઞાન મેળવવું અને પછી કર્મ કરવું.

---

## શ્રીમહાદેવ ધ્યાની છે.

શ્રીમહાદેવ ધ્યાની છે અને ધ્યાન ધરે છે. મનુષ્ય તું પણ શ્રીમહાદેવની જેમ ધ્યાની થા તારે ધ્યાન ધરવુ પડે છે કર્મ મેળવવાને અને કર્મ કરવાને તે કર્મનું ધ્યાન ધરવુ પડે છે. કર્મને ધ્યાનમા રાખવું પડે છે ધ્યાનમા અથવા નજરમાં રાખેલુ કર્મ મનુષ્ય કરે છે પ્રથમ કર્મનું ધ્યાન ધરવું, કયું કામ કરવુ, કેમ કરવું, ક્યાં કરવુ વિગેરે અને પછી ધ્યાનવાળા થઇને ધ્યાની થઇને કર્મ કરવું. કર્મનું ધ્યાન ધરીને અને કર્મને ધ્યાનમા રાખીને કર્મ કરવાથી ફળ મળે છે કર્મને માટે ધ્યાન ધરવું પડે છે. કર્મને ધ્યાનથી જોવું પડે છે અને

ધ્યાનથી કરવુ પડે છે શ્રીમહાદેવ ધ્યાની છે મનુષ્ય અધ્યાત્મસ્વરૂપ તું શ્રીમહાદેવના સ્વરૂપ જેવો થા કર્મ માર્ગમા કર્મને માટે ધ્યાની થા ધ્યાનમાં રાખેલુ કર્મ કરવાથી જ ફળ મળે છે, માટે કર્મનુ ધ્યાન ધર

---

## શ્રીમહાદેવ સાધુ છે.

શ્રીમહાદેવ સાધુ છે. તું સાધુ થા. તું કર્મનો સાધુ થા. કર્મ મેળવવાને માટે સાધના સાધવી પડે છે. સાધના સાધવાથી જ કરવાનું કર્મ મળે છે કર્મ મેળવવાને માટે કોઇને મળવું પડે છે, કોઇને કહેવુ અથવા પૂછવુ પડે છે, કોઈની મદદ મેળવવી પડે છે વિગેરે કર્મ મેળવવાને માટે ઘણી સાધના કરવી પડે છે, અને કર્મ કરવાને માટે જે જોઇએ તે કરવુ પડે છે શ્રીમહાદેવ સાધુ છે. મનુષ્યને કર્મને માટે સાધુ થવાનુ છે કર્મની સાધના સાધવાથી જ ફળ મેળવી શકે છે સાધુ થઇને સાધના નહીં સાધી હોય તો કર્મ બગડે છે અને ફળ મળતુ નથી સાધના સાધેલાનું જ ફળ મળે છે માટે કર્મ મેળવવાની સાધના કરવી અને સાધુ થવુ

---

## શ્રીમહાદેવ ભીખારી છે.

શ્રીમહાદેવ ભીખારી છે અને ભીખ માગે છે મનુષ્ય તું કર્મયોગી છે તુ પણ શ્રીમહાદેવના જેવો ભીખારી છે અને કર્મની ભીખ માગે છે ભીખ માગવાથી જ કર્મ મળે છે અને તે કર્મના કામ કરવાથી ફળ મળે છે કારણ કે તે ફળથી જ મનુષ્ય સંસારમા રહીને જીવન ભોગવી શકે છે

કર્મમાર્ગમા કર્મ કરવાને માટે મનુષ્ય તારે ભીખ માગવી પડે છે, અને ભીખ માગીને જ કર્મ કરવુ પડે છે. પૃથ્વી ઉપર

હરેક મનુષ્યને શ્રીમહાદેવની જેમ ભીખ માગવી પડે છે. હરેક મનુષ્યને કર્મ કરવુ પડે છે હરેક મનુષ્યને કર્મ કરવાનું માગવું પડે છે. ફળ મેળવવાને માટે મનુષ્યે કર્મ કરવાનું છે અને તે કર્મ ભીખ માગીને મેળવવાનું છે. કર્મ અને તેના કામ માગવાથી જ મળે છે. પૃથ્વી ઉપર સર્વે મનુષ્ય કર્મ માગે છે અને કર્મ કરે છે

રાજા રાજ કરવાને માટે કર માગે છે. ખેડુત ખેતી કરવાને માટે બીજ માગે છે, ઓજારો માગે છે, સાધનો માગે છે. વેપારી વેપાર કરવાને માટે માલ માગે છે, અને ઘરાક માગે છે. ઘરાક માલ માગે છે, અને ચીજ માગે છે. સેવાનુ કર્મ કરવાવાળા અથવા નોકરી કરવાવાળાઓ નોકરી કરવાનું કર્મ માગે છે, અને ભીખારી માગીને ખાય છે

પૃથ્વી ઉપર સર્વે મનુષ્ય કામ માગે છે જે માગે છે તે ભીખારી છે. શ્રીમહાદેવ ભીખારીરૂપ રહે છે મનુષ્ય કામ માગે છે અને કામ કરીને ફળ મેળવે છે કારણ કે માગીને કામ કરવાથી જ ફળ મળે છે. કામ નહીં હોય તો ફળ મળતું નથી અને તેથી જીવન દુ ખી થાય છે, માટે કામ માગ્યા વગર મળતું જ નથી કર્મની ભીખ માગવી પડે છે.

કામની ભીખ સુખ ઉપજાવે છે, કારણ કે ભીખ માગીને મેળવેલું કર્મ તેના કામ કરવાથી ફળ આપે છે, અને તેનાથી પૃથ્વી ઉપર દેવની જેમ રહી શકાય છે.

ફળની ભીખ દુ.ખ ઉપજાવે છે. કર્મ કરવા વગર ફળ માગવુ તેનાથી દુ:ખ થાય છે કર્મ કરવા વગર ફળ મળે છે તેનાથી કાંઈ થઈ શકતું નથી, અને તે ફળથી દુ ખી જીવન ભોગવવુ પડે છે

પૃથ્વી ઉપર સર્વે મનુષ્યો ભીખ માગે છે. કર્મ કરવાવાળા સારા મનુષ્યો કર્મ અથવા કામ માગે છે, અને અકર્મીઓ જેઓ કામ કરતા નથી, અને આળસુની જેમ નઠારા રૂપે પડી રહે છે તેઓ

બીજા મનુષ્ય પાસે તેના ફળની ભીખ માગે છે કોઈ કામની ભીખ માગે છે અને કોઈ ફળની ભીખ માગે છે. કામની ભીખ સુખ ઉપજાવે છે, ફળની ભીખ દુ ખ ઉપજાવે છે.

---

## શ્રીમહાદેવ દાતા છે.

શ્રીમહાદેવ દાતા છે અને આપવાવાળા છે. દાતા એટલે આ- પનાર. મનુષ્ય તું પણ યોગી સ્વરૂપે શ્રીમહાદેવના જેવો દાતા થા તું આપવાવાળો થા. શ્રીમહાદેવ પોતાની ઉપાસના કરનારને અને પૂજા કરનારને પ્રસન્ન થઇને દાતારૂપે આપનારની જેમ ફળ આપે છે.

તું કર્મયોગી છે, યોગીનું અધ્યાત્મ સ્વરૂપ છે, માટે તારી કોઇ ઉપાસના કરે અથવા તારી કોઈ સેવા ચાકરી કરે અથવા તારા કોઈ કામ કરે તેને તારે દાતારૂપે આપનાર તરીકે ફળ આપવુ અને તેમને કામનો બદલો આપવો. શ્રીમહાદેવ દાતા છે તું દાતા થા. શ્રીમહાદેવ આપનાર છે, તું આપનાર થા શ્રીમહાદેવ કર્મનું ફળ આપે છે, શ્રીમહાદેવ દાતા છે ફળમાથી મનુષ્ય દાતારૂપે બીજા મનુષ્યને ફળ આપે છે, મનુષ્ય દાતા થઇ શકે છે તું કર્મનું ફળ આપનાર શ્રીમહાદેવના જેવો દાતા થા. તારૂ જે કોઈ મનુષ્ય કર્મ કરે તે મનુષ્યને તુ તારા કરેલા કર્મનુ ફળ આપીને તું દાતા થા. (તારૂં કરે તેને આપ). શ્રી મહાદેવ દાતા છે.

---

## શ્રીમહાદેવ વૈરાગી છે.

શ્રીમહાદેવ વૈરાગી છે શ્રીમહાદેવને કોઈ જાતનો રાગ રહેતો નથી શ્રીમહાદેવ વૈરાગી છે, ત્યાગી પુરૂષ છે, ત્યાગ કરવાવાળા છે. શ્રીમહાદેવ ત્યાગ કરે છે, શ્રીમહાદેવ ત્યાગી છે.

કર્મ પણ વૈરાગી છે, કર્મને કોઈ જાતનો રાગ રહેતો નથી, કર્મનો રાગ હોતો નથી. કર્મ પણ ત્યાગી છે. કર્મ ત્યાગ કરે છે. શ્રીમહાદેવનું અધ્યાત્મસ્વરૂપ છે, શ્રીમહાદેવ વૈરાગી છે અને ત્યાગી છે.

મનુષ્ય તું અધ્યાત્મ વૈરાગી થા, તું વૈરાગીના સ્વરૂપવાળો થા, તું ત્યાગી થા. કર્મમાર્ગમાં જ્યારે તું કર્મ કરે, ત્યારે તું તારા કર્મમાં ત્યાગ કર. કર્મમા શું ત્યાગ કર હું અને મારૂં આ બે વસ્તુનો કર્મમાર્ગમા કર્મ કરતી વખતે કામ કરવાવાળો થઇને ત્યાગ કર. હું કર્મ કરૂં છું, એવી સમજણનો ત્યાગ કર. કર્મમા આ મારૂ છે તે સમજણનો પણ ત્યાગ કર. હું અને મારૂં એ રાગરૂપ છે, તેનાથી કર્મ બગડે છે અને યોગ્ય ફળ મળતું નથી, માટે મનુષ્યે હું અને મારૂ આ બેનો કર્મમાથી ત્યાગ કરવો ત્યાગી થઇને રહેવુ અને કર્મ કરીને ફળ મેળવવું કર્મ કરવાવાળા રાગી થઈને કર્મ કરવું અને તે કર્મમાં ત્યાગ કરીને વૈરાગી થવું કર્મ કરવુ છે તેથી (રાગી) કર્મ કરવું, પણ હું (રાગ) કર્મ કરૂ છું એવી સમજણ રાખવી નહીં તેનો ત્યાગ કરવો. કર્મ કરવું જોઇએ તેથી મનુષ્ય કર્મ કરે છે, એમ સમજીને કર્મ કરવું. કર્મમા મારાપણું રાખવું નહીં, તેનાથી કર્મ બગડે છે દુષ્ટ વિચાર, દુષ્ટ વિકારનો ત્યાગ કરવો. કર્મમાં ખરાબ કર્મ કરવાનો ત્યાગ કરવો. ત્યાગ કરવાથી વૈરાગી થવાય છે. કર્મ કરવાના રાગમા હું અને મારાનો ત્યાગ કરવો. દુષ્ટ વિચાર અને દુષ્ટ વિકારનો ત્યાગ કરવો. કર્મમા રાગી રહેવું, એટલે કર્મ કરવાવાળા રહેવું. કર્મ કરવાનો રાગ કર્યા કરવો પણ તેમાં ત્યાગ કરીને મનુષ્યે વૈરાગી થઇને કર્મ કરવું. શ્રીમહાદેવ વૈરાગીરૂપ છે, મનુષ્ય તુ વૈરાગી થા.

---

## શ્રીમહાદેવ તપસ્વી છે.

શ્રીમહાદેવ તપસ્વી છે. શ્રીમહાદેવ તપ કરે છે મનુષ્ય તું પણ તપસ્વીરૂપ થા તું તપ કર કર્મને માટે તારે તપ કરવુ પડશે કર્મ મેળવવાને માટે તારે ખોટી થઈ રહેવુ પડશે. કર્મ મેળવવાને માટે તારે ઉભા રહીને વાટ જોવી પડશે. કર્મ મેળવવાને માટે કર્મમાર્ગમાં તારે તપ કરવુ પડશે કર્મ મેળવવાને માટે તપ કરીશ ત્યારે જ તપનું ફળ કર્મ મળશે. કર્મ મેળવવાને માટે રાહ જોનાર, ઉભો રહેનાર, વાટ જોનાર બધા તપસ્વીનુ સ્વરૂપ છે કર્મ મેળવવાને માટે શ્રીમહાદેવની જેમ કર્મનું તપ કરવુ જ પડે છે મનુષ્યને તપ કરવુ પડે છે, ઉભા રહીને તપ કરવુ પડે છે, બેસીને તપ કરવુ પડે છે, રાહ જોઇને તપ કરવુ પડે છે, કારણ કે તપ કરવાથી જ કર્મ મળે છે. કર્મ કરનાર તપસ્વી થાય છે. તપ કરીને કર્મ મેળવે છે અને કર્મ કરીને ફળ મેળવે છે જે કર્મ ફળ આપે છે તે કર્મ મેળવવાને માટે હરેક મનુષ્યને તે કર્મનુ તપ કરવુ પડે છે. તપ કરવાથી જ કર્મ અને ફળ મળે છે. તપ કર્મને માટે કરવુ પડે છે માટે મનુષ્ય તું પણ શ્રી મહાદેવના જેવો તપસ્વી થા

# દિગંબરરૂપ



## શ્રીમહાદેવ દિગંબરરૂપ છે

શ્રીમહાદેવ દિગંબરસ્વરૂપ છે. દિગબર એટલે નગ્ન, નાગું, તદ્દન ઉઘાડુ, અને જોઈ શકાય, જાણી શકાય તેવું સ્વરૂપ. શ્રીમહાદેવ દિગબરરૂપ છે, અને દીગબરરૂપે જ રહીને પોતાના ભક્તને ફળ આપે છે

કર્મ શ્રીમહાદેવનુ સ્વરૂપ છે કર્મ પણ દિગંબરરૂપ છે, કારણ કે કર્મને જોઈ શકાય છે અને જાણી શકાય છે. કર્મ દિગબરરૂપ છે કર્મ ઉઘાડુ છે, ખુલ્લુ છે કર્મ નગ્નસ્વરૂપ છે ઉઘાડુ કર્મ અથવા દેખીતું કર્મ, બધા જોઈ શકે અને જાણી શકે તેવુ કર્મ દીગબરરૂપ છે ઉઘાડુ કર્મ કરવાથી જ ફળ મળે છે જે કર્મ કરે છે તે કર્મ બીજા મનુષ્ય જોઈ શકે છે અને તે કર્મને જાણી શકે છે, અને શુ કર્મ કરે છે તે સમજી શકે છે દેખીતું અથવા ખુલ્લુ કર્મ કરવાથી જ ફળ મળે છે કારણ કે કર્મ નગ્નસ્વરૂપ છે શ્રીમહાદેવ દિગબરરૂપ છે કર્મ પણ દીગબરરૂપ છે, ઉઘાડુ કર્મ દીગબરરૂપ છે અને મનુ-ષ્યને ફળ આપે છે

કર્મમાર્ગમા કર્મયોગી થઈને મનુષ્યને યોગ સાધવો પડે છે, અને તેમા કર્મ કરવુ પડે છે. યોગ જોઈને કર્મ કરવામા જે કર્મ કરવાનું આવે તે કર્મ દિગંબરરૂપ કરવું. જ્યારે કર્મમાર્ગમા કર્મ કરવાવાળો થઈને યોગ જોઈને તું કર્મ કરે, ત્યારે તે કર્મ તારે ઉઘાડુ અથવા દેખીતુ કર્મ કરવું, તેમ કરવાથી તે ઉઘાડુ કર્મ બીજા મનુષ્યો જોઈ શકે અને જાણી શકે તું શું કર્મ કરે છે તે સમજી શકે, કારણ કે તેમ કરવાથી દિગંબરરૂપ નગ્ન અથવા દેખીતુ કર્મ ફળ આપે છે.

કર્મ નગ્નસ્વરૂપ છે શ્રીમહાદેવનું દિગમ્બરરૂપ છે માટે ઉઘાડું કર્મ, દેખીતું કર્મ, અને જાણી શકાય તેવું કર્મ કર તું જે કર્મ કરે તે કર્મ ઉઘાડા, દેખીતા અને જાણીતા કર્મ કર. દિગંબરરૂપ કર્મ ફળ આપે છે. શ્રીમહાદેવ દિગંબર છે. કર્મ પણ દિગંબર છે. કર્મ ખુલ્લું અને ઉઘાડું છે. ઉઘાડું કર્મ ફળ આપે છે. મનુષ્યે યોગ જોઇને જે કર્મ કરવું તે કર્મ ઉઘાડું દેખીતું અને જાણીતું કર્મ કરવું.

---

## શ્રીમહાદેવ ભોળા છે.

શ્રીમહાદેવ ભોળા છે. શ્રીમહાદેવ ભોળા સ્વભાવથી રહે છે અને પોતાના ભક્તને ભોળા રહીનેજ ફળ આપે છે. શ્રીમહાદેવ કપટ કરતા નથી, અથવા પોતાના ભક્તને કપટવાળુ ફળ આપતા નથી; પણ ભોળા રહીને કપટ રાખવા વગરનું ફળ આપે છે શ્રીમહાદેવ સ્વભાવે ભોળા છે

કર્મમાર્ગમા કર્મ કરતી વખતે મનુષ્ય તારે પણ ભોળા સ્વભાવથી રહેવુ અને ભોળા રહીને કર્મ કરવું. કર્મ કરવામા કપટ રાખવું નહીં, કર્મ કરતી વખતે કપટ રાખીને કર્મ કરવું નહીં. કપટ વગરના ભોળા સ્વભાવથી રહીને કર્મ કરવાથી શ્રીમહાદેવ પ્રસન્ન થઇને ફળ આપે છે. શ્રીમહાદેવ ભોળા છે. મનુષ્ય તું ભોળા સ્વભાવથી રહેજે. શ્રીમહાદેવનો ભક્ત છે માટે અધ્યાત્મ સ્વરૂપથી તું ભોળો થા.

કર્મમા કપટ રાખવાથી અથવા કર્મમા કપટ કરવાથી કર્મ બગડે છે, કર્મ થતું નથી અને ફળ મળતું નથી કર્મમા કપટ થતું નથી અને કપટ કરે છે તેને ફળ મળતું નથી મનુષ્યે કર્મ કરતી વખતે પોતાનો સ્વભાવ ભોળો રાખવો કર્મ કરવામા કપટ કરવું નહીં. બોલવામા કપટવાળું બોલવું નહીં અને આપવામાં કપટ કરીને

આપવું નહીં. શ્રીમહાદેવ ભોળા છે માટે તારે ભોળા સ્વભાવથી જ રહીને કર્મ કરવું ભોળા સ્વભાવથી રહેનાર મનુષ્યને શ્રીમહાદેવ પ્રસન્ન થાય છે અને તેના કર્મમા ફળ આપે છે કપટ વગરનું ફળ ચોખુ ફળ, દગાવગરનું ફળ, ભોળા સ્વભાવવાળાને મળે છે માટે તુ કર્મ કરતી વખતે ભોળા સ્વભાવવાળો થા, કારણ શ્રીમહાદેવ ભોળા છે.

---

## શ્રીમહાદેવને ગળે નાગ છે.

શ્રીમહાદેવને ગળા ઉપર નાગ વીંટળ્યા છે નાગ ગળા ઉપર વીંટાઇને રહે છે. નાગ શ્રીમહાદેવને કરડતા નથી. નાગ ડખ મારતા નથી પણ શરીર ઉપર અને ગળા ઉપર વીંટાઇને રમ્યા કરે છે શ્રીમહાદેવના ગળા ઉપરના નાગ કોઇને ડખ મારતા નથી અથવા કોઇને કરડતા નથી.

મનુષ્ય તારે શ્રીમહાદેવના અધ્યાત્મસ્વરૂપવાળા થવાનું છે તારે તારા ગળા ઉપર પણ શ્રીમહાદેવની જેમ નાગ છે, અને તારા તે ગળા ઉપર જ રમ્યા કરે છે શ્રીમહાદેવનો નાગ કોઇને ડંખ મારતો નથી, અથવા કોઇને કરડતો નથી પણ તારા ગળા ઉપરનો નાગ તો ડખ મારે છે અને બીજાને કરડે છે. શ્રીમહાદેવનો નાગ કોઇને કરડતો નથી, માટે તારે તારો નાગ કોઇને કરડાવવો નહીં અને કોઇને ડંખ મારવા દેવો નહીં. તું શ્રીમહાદેવનો ભક્ત છે માટે તારે તારો નાગ કોઇને કરડાવવો નહીં.

દ્વેષ એ નાગનું સ્વરૂપ છે. દ્વેષ ગળા ઉપર વીંટળાઇને રહે છે. મનુષ્ય તારા ગળા ઉપર નાગ છે. તારો નાગ ડંખ મારે છે, અને બીજાને કરડે છે દ્વેષને લીધે તું ડખ મારે છે, અને દ્વેષને લીધે તું બીજાના કામ (કરડે છે) બગાડી નાખે છે. દ્વેષ એ તારા ગળા ઉપરનો નાગ છે, તેથી તું દ્વેષીલો થઇને કર્મ કરે છે, અને કર્મ કરવામા

દ્વેષ કરે છે દ્વેષને લીધે તું નાગની જેમ કોઈ વખત ડખ મારીને બીજાનુ કર્મ બગાડી નાખે છે દ્વેષ એ નાગનુ સ્વરૂપ છે અને તે શ્રીમહાદેવના ગળા ઉપરનો નાગ છે. શ્રીમહાદેવનો નાગ કોઇને કરડતો નથી તેથી તારે પણ તારો નાગ બીજાને કરડાવવો નહીં દ્વેષ રાખીને કર્મ કરવુ નહીં, દ્વેષ રાખીને રહેવુ નહીં, દ્વેષ રાખીને કર્મ બગાડવુ નહીં, દ્વેષને લીધે બીજાનુ કામ ડંખ મારીને બગાડી નાખવુ નહીં શ્રીમહાદેવનો નાગ કોઇને કરડતો નથી, માટે દ્વેષ રાખીને કાઈ પણ કર્મ કરવુ નહીં. દ્વેષ એ નાગનુ રૂપ છે. નાગની જેમ દ્વેષને લીધે મનુષ્ય ડખ મારે છે અને બીજાના કામ બગાડે છે, માટે દ્વેષ કરવો નહીં મનુષ્યે દ્વેષીલા થવુ નહીં કર્મમા દ્વેષ કરવો નહીં અને કોઇનું કર્મ દ્વેષને લીધે બગાડવુ નહીં નાગ રમે છે, દ્વેષ હોય પણ કર્મમા નહીં માટે કર્મમાં દ્વેષ કરવો નહીં.



# જટા

―――

## શ્રીમહાદેવને માથે જટા છે

શ્રીમહાદેવના માથા ઉપર મોટા વાળની જટા છે જટા એટલે મોટો વાળનો જથ્થો જટાથી શ્રીમહાદેવનું યોગી સ્વરૂપ જટાવાળું છે શ્રીમહાદેવના માથા ઉપરની જટાનુ શ્રીમહાદેવ બહુજ રક્ષણ કરે છે શ્રીમહાદેવ જટાથી જ રહી શકે છે અને જટાથી જ શ્રીમહાદેવ ઓળખી શકાય છે શ્રીમહાદેવ જટાવાળા યોગી પુરૂષ છે.

કર્મ માર્ગમા કર્મ કરનાર કર્મયોગી, તારે તારા માથા ઉપર પણ શ્રીમહાદેવના જેવી મોટી જટા છે. તું જટાવાળો કર્મયોગી છે તુ પણ તારી જટાનું શ્રીમહાદેવની જેમ રક્ષણ કરે છે તારે તારી જટાને લીધે જ રહેવાનુ છે અને જટાથી જ તું કર્મયોગી રૂપે રહીને પૃથ્વી ઉપર ઓળખાય છે

વહેવાર—એ જટાનું રૂપ છે કર્મ માર્ગમા કર્મ કરતી વખતે બીજા મનુષ્યો સાથે કર્મનો વહેવાર કરવો પડે છે. આ કર્મનો વહેવાર મનુષ્યને માથે રહે છે, અને મનુષ્યે તેને પોતાના માથાના વાળની જેમ સાચવી રાખવો પડે છે. મનુષ્યને વહેવારમા રહેવાનું છે અને વહેવારમા કર્મ કરવાનું છે કર્મનો વહેવાર દરરોજ વધે છે. વહેવાર બહુ મોટો થાય છે, અને તે વહેવાર કર્મ કરવાવાળા કર્મયોગીના માથા ઉપર રહે છે. કર્મ માર્ગમા કર્મ કરવુ પડે છે, તે કર્મ, કર્મયોગીના વહેવારમા થાય છે. મનુષ્ય કર્મ કરે છે તે પોતાના કર્મના વહેવારમા કરે છે વહેવાર માથા ઉપર રહે છે. જે વહેવાર કરે છે તે વહેવાર કર્મ કરવાવાળાના માથા ઉપર રહે છે કર્મ કરવાથી તે રોજ વધે છે અને તે વહેવાર વધીને બહુ મોટો અને લાંબો થાય છે. વહેવાર મનુષ્યના માથા ઉપર જટાની જેમ રહે છે

તેથી મનુષ્ય વહેવારીઓ (જટાવાળો) થાય છે. મનુષ્ય વહેવારમા જ રહીને કર્મ કરે છે.

વહેવાર જટાનું રૂપ છે અને તે માથા ઉપર જ રહે છે. તારો વહેવાર તારે માથે તેવી જ રીતે સર્વનો વહેવાર સર્વને માથે રહે છે. વહેવાર દરેક મનુષ્યના માથા ઉપર રહે છે, કારણ કે માથા ઉપરની ફરજની જેમ મનુષ્યને બધુ વહેવારમા જ કર્મ કરવું પડે છે. કર્મ વહેવારમા જ થાય છે. વહેવાર હોય તો જ તેના કામમા મદદ મળી શકે છે વહેવારને લીધે જઈ શકે છે, આવી શકે છે, અને કર્મ કરી શકે છે વહેવારને લીધે જ મનુષ્ય આપી શકે છે, લઈ શકે છે, અને મોકલી શકે છે વહેવાર હોય ત્યારે જ થઈ શકે છે. વહેવાર બીજા મનુષ્યો સાથે થાય છે બીજા મનુષ્ય પણ વહેવાર કરે છે પૃથ્વી ઉપર સર્વે મનુષ્યો વહેવારથી રહી શકે છે અને વહેવારથી જ કર્મ કરી શકે છે. મનુષ્યનો વહેવાર મનુષ્યને માથે રહે છે. વહેવાર રોજ કર્મમા વધીને માથા ઉપર બહુ મોટો થાય છે વહેવાર જટાનુ સ્વરૂપ છે મનુષ્ય જટાવાળો થાય છે મનુષ્ય વહેવારીઓ થાય છે વહેવારીઆ મનુષ્ય જટાવાળા યોગીનું સ્વરૂપ છે.

વહેવારથી જ મનુષ્ય ઓળખાય છે અને તેના કર્મ થાય છે વહેવારમા મનુષ્ય રહી શકે છે અને બધું કરી શકે છે વહેવાર હોય ત્યારે જ મનુષ્યનું કર્મ થાય છે નહીં તો નથી થતું વહેવારને મનુષ્યે સાચવવો પડે છે અને તેનું રક્ષણ કરવું પડે છે કારણ કે મનુષ્યને વહેવારમા રહીને કર્મ કરવાનુ છે. વહેવાર મનુષ્યને કર્મ માર્ગમા રોજ કરવો પડે છે અને તેથી વહેવાર રોજ વધે છે. શ્રીમહાદેવને માથે મોટી જટા છે. શ્રીમહાદેવ જટાધારી છે. મનુષ્યને માથા ઉપર પણ મોટી વહેવારના વાળની જટા છે અને તેથી મનુષ્ય શ્રીમહાદેવની જેમ જટાવાળો એટલે વહેવારીઓ થાય છે. જટાવાળો થઇને કર્મ કરે છે. એટલે વહેવારવાળો વહેવારીઓ થઇને કર્મ કરે છે.

મનુષ્ય તું કર્મમાર્ગમા કર્મ કરવાવાળા સાથે તારો વહેવાર
ાાર અને તે વહેવારને તારા માથાના વાળની જેમ સાચવી રાખ,
ને તે વહેવારમા રહીને કર્મ કર. તને વહેવારમાથી જ ફળ મળશે
નો વહેવાર એ મનુષ્યના માથા ઉપર જટાની જેમ રહે છે.
નો વહેવાર તે જ જટાનું રૂપ છે.



# ગંગા

---

## શ્રીમહાદેવની જટામાં ગંગા છે

શ્રીમહાદેવના માથા ઉપર જટા છે, અને તે જટામા ગગાજી રહેલાં છે. શ્રીમહાદેવની જટામાં ગગા છે.

જટામાં ગંગા રહે છે. વહેવાર એ મનુષ્ય કર્મયોગીના માથા ઉપરની જટા છે, અને કર્મયોગીના માથા ઉપરની જટામા પણ ગંગા રહેલી છે

કીર્તિ–એ ગગાનું અધ્યાત્મ સ્વરૂપ છે. કીર્તિ જટામાં રહે છે વહેવારમા કીર્તિ રહે છે કીર્તિ વહેવારમાથી મળે છે વહેવાર કીર્તિ આપે છે જ્યારે મનુષ્ય પોતાના વહેવારમા સત્ય કર્મ, યોગ્ય કર્મ, ફળ આપે તેવુ કર્મ કરે છે, ત્યારે તે વહેવાર મનુષ્યને કીર્તિ આપે છે કર્મની ફત્તેહ થાય છે ત્યારે મનુષ્યને કીર્તિ મળે છે. કીર્તિ પાણીના રેલાની જેમ પ્રસરે છે કીર્તિ પાણીના રેલાની જેમ એક દેશથી બીજા દેશમા જાય છે. કીર્તિ મનુષ્યને મળે છે મનુષ્ય જ્યારે વહેવારમા કર્મ કરે છે ત્યારે તેને વહેવારમાથી કીર્તિ મળે છે કર્મ કરવાથી કીર્તિ મળે છે, અને તે કીર્તિ પાણીના રેલાની જેમ બધે પ્રસરે છે અને પાણીની જેમ એક જગ્યાએથી બીજી જગ્યાએ જાય છે

કીર્તિ–ગગાના પાણીના ધોધની જેમ ઉપરથી આવે છે. જ્યારે મનુષ્યને કીર્તિ મળે છે ત્યારે તે કીર્તિના અભિનદન પાણીના ધોધની જેમ ઉપરથી આવે છે. કર્મની ફત્તેહ થાય છે ત્યારે તે કર્મની કીર્તિ ચારે તરફ પાણીના રેલાની જેમ જાય છે અને તે કીર્તિ અભિન-દનરૂપ ચારે તરફથી પાણીના ધોધની જેમ મનુષ્યને ઉપરથી મળે

કર્મની ફત્તેહ થવાથી મનુષ્યને કીર્તિના દર્શન થાય છે ગગા મહાદેવની જટામા રહેલી છે તેવીજ રીતે કીર્તિ પણ મનુષ્યના ના વહેવારમા રહેલી છે મનુષ્ય કર્મ કરે છે ત્યારે તેને વહેવા- ાથી કીર્તિ મળે છે

વહેવારમા કીર્તિવાન્ મનુષ્ય શોભી રહે છે કીર્તિવાન્‌ની કીર્તિ પરદેશ પાણીના રેલાની જેમ જાય છે કીર્તિ વહેવારમા રહેલી વહેવાર માથા ઉપર રહેલો છે કીર્તિ ગગાની જેમ વહેવારમા લી છે જ્યારે મનુષ્ય વહેવારમા કર્મ કરે છે ત્યારે તેને કીર્તિ ો છે. કીર્તિ ગગાનુ અધ્યાત્મ સ્વરૂપ છે.



# ત્રિલોચન

# શ્રીમહાદેવને ત્રણ આંખ છે.

શ્રીમહાદેવને કપાળમા ત્રીજુ નેત્ર અથવા ત્રીજી આખ છે. શ્રીમહાદેવ પોતાની ત્રીજી આખ અથવા ત્રીજું નેત્ર ઉઘાડીને નાશ કરવાનુ અથવા સંહાર કરવાનું કર્મ કરે છે શ્રીમહાદેવની ત્રીજી આખ ઉઘડે છે એટલે દુષ્ટોનો સંહાર થાય છે, નઠારાનો નાશ થાય છે.

મનુષ્ય, કર્મમાર્ગમા તુ કર્મયોગી છે, તારે પણ તારા કપાળમા ત્રીજુ નેત્ર અથવા ત્રીજી આખ છે શ્રીમહાદેવની જેમ તારૂ ત્રીજુ નેત્ર ઉઘાડીને તું પણ નાશ અથવા સહાર કરવાનું કર્મ કર. શ્રી-મહાદેવ પોતાનુ ત્રીજુ નેત્ર ઉઘાડીને નાશ કરવાનુ કર્મ કરે છે માટે તું પણ તારી ત્રીજી આખ ઉઘાડીને નાશ કરવાનુ કર્મ કર શ્રીમ-હાદેવ યોગી છે, અને તું કર્મયોગી છે તેથી તારે તારા કપાળમા રહેલુ ત્રીજુ નેત્ર છે તે ઉઘાડ

જ્ઞાન મેળવવાથી કપાળમાં રહેલું ત્રીજું નેત્ર ઉઘડે છે, માટે મનુષ્ય તુ જ્ઞાન મેળવીને તારૂ ત્રીજુ નેત્ર ઉઘાડ જ્ઞાન મેળવીને અને આખ ઉઘાડીને તુ પણ શ્રીમહાદેવની જેમ નાશ કરવાનું કર્મ કર.

બે આંખથી જોઈ શકાય છે અને જાણી શકાય છે પણ ત્રીજી આખથી સમજી શકાય છે અને વિચારી શકાય છે બે આખથી જોવાય છે અને ત્રીજી આખથી વિચારી અને સમજી જોવાય છે. વિચાર કરવાને અને સમજવાને માટે કપાળમા અદૃશ્ય આખ છે તે આખ ઉઘાડીને વિચારી જોવું મનુષ્ય તું તારી ત્રીજી આખ ઉઘાડ અને વિચારી જો. સારૂ અને કરવા જેવુ કર્મ હોય તે કર્મ કર. તે કર્મમા ખરાબપણું હોય, નઠારાપણું હોય, નુકસાનકારક હોય, જેનાથી કર્મ

બગડતું હોય તે સર્વે દુષ્ટોનો નાશ કર. જે કર્મ કરવાનું છે તે જોઇને વિચારીને અને સમજીને કરવાનું છે, અને કર્મમા જે ખરાબ પણ હોય, દુષ્ટ હોય તેનો નાશ કરવાનો છે ત્રીજુ નેત્ર ઉઘાડીને દુષ્ટનો જ નાશ થાય છે, માટે મનુષ્ય તું તારૂ ત્રીજું નેત્ર ઉઘાડ અને તારા કર્મમા જે દુષ્ટ હોય, ખરાબ હોય તેનો નાશ કર શ્રી-મહાદેવનુ કર્મ નાશ કરવાનુ છે, તારૂ કર્મ પણ તારા કર્મમા જે ખરાબ હોય તેનો નાશ કરવાનુ છે કપાળમા જ્ઞાનચક્ષુ છે તે ઉઘાડીને સંહાર કરવાનુ કર્મ કર કર્મ કરવામા જે સારૂં હોય તે બધુ તારે કરવાનું છે પણ તેમા જે કાઇ ખરાબ હોય, જેનાથી કામ બગડતુ હોય, નુકસાન થતું હોય તે દુષ્ટોનો સહાર કરવાનો છે શ્રીમહાદેવ ત્રીજુ નેત્ર ઉઘાડીને સહાર કરવાનું કર્મ કરે છે, માટે તુ પણ કર્મ કરવામા દુષ્ટનો સહાર કર નઠારાનો અથવા દુષ્ટનો નાશ થયા પછીનુ કર્મ ફળ આપે છે સારૂ તે તારૂ અને નઠારાનો નાશ કર.

સારા કર્મનો નાશ અથવા સહાર થઈ શકતો નથી. દેવોને શ્રીમહાદેવે અમૃત પાયુ છે એટલે શ્રીમહાદેવ સારાને સાચવી રાખે છે અને દુષ્ટોનો સહાર કરે છે એટલે નઠારાનો નાશ કરે છે. મનુષ્ય તુ નઠારાનો-(દુષ્ટોનો) નાશ કરવાનુ કર્મ કર અદૃષ્ય અને જ્ઞાનચક્ષુ (ત્રીજી આંખ) ઉઘાડીને શ્રીમહાદેવનું કર્મ કર.

---

## શ્રીમહાદેવના કપાળમાં બીજનો ચંદ્ર છે.

શ્રીમહાદેવના કપાળમાં બીજનો ચંદ્ર છે. બીજનો ચંદ્ર એટલે પ્રથમ ચદ્રમા. ઉગતો ચંદ્રમા અંધકાર પછીનો પ્રથમ દેખાતો બીજનો ચંદ્ર. શાત અને મદ તેજ આપનાર, અધકારમા શાત અને શીતળ તેજ આપનાર પ્રથમનો ચંદ્રમા પ્રથમના ચદ્રનુ તેજ દિન પર દિન વૃદ્ધિ પામે છે અને પૃથ્વી ઉપર રહીને પ્રકાશ આપે છે

મનુષ્ય તુ શ્રીમહાદેવનો ભક્ત છે તારે શ્રીમહાદેવનું અધ્યાત્મ સ્વરૂપ ધરવાનું છે તું કર્મયોગી છે અને કર્મ કરવાવાળો છે તારા કપાળમા પણ બીજનો ચદ્ર રહે છે તારા કપાળમા રહેલો બીજનો ચદ્ર તારુ તેજ ધીમું અને શાંત રીતે વધારે છે અને પછી તારુ તેજ પણ હરરોજ વધે છે

પૃથ્વી ઉપર તું કર્મયોગી થઇને કર્મ કરે છે ત્યારે તું ભોળો રહીને કામ કરે છે જે કામ કરે છે તે બધા દેખીતા કામ અને ઉઘાડા કામ કરે છે કર્મમા સહન કરે છે દ્વેષ કરતો નથી અને કર્મ કરવાની ઈચ્છાથી જ જ્યારે તું કર્મ કરે છે એટલે તારા કપાળમાં પણ બીજનો ચદ્ર રહેલો માલમ પડે છે. તારા કપાળમા ચદ્ર રહે છે તુ કર્મયોગી છે તેથી તારા મુખારવિંદ ઉપર અલૌકીક તેજ આવે છે. તારુ મુખારવિંદ તેજસ્વી થાય છે તારો પ્રભાવ પડે છે અને તેથી તારા મોઢાનું તેજ પણ બીજના ચદ્ર જેવુ તેજવાળુ અને શાવ રહે છે તારા કપાળમા બીજનો ચંદ્ર છે કર્મયોગીના જ કપાળમાં આ ચદ્ર રહે છે તું કર્મયોગી છે કર્મ કરવાવાળો છે માટે તારે પણ તારા કપાળમાં બીજનો ચદ્ર છે

જે મનુષ્યના કર્મ બધા ચોખ્ખા હોય, પાપ વગરના હોય, તેના મુખારવિંદ ઉપર તેજ રહે છે અને તેનાથી મનુષ્ય શાવ અને ગભીર માલમ પડે છે કર્મપ્રવીણ મનુષ્યો જ આ બીજનો ચદ્ર જોઈ શકે છે.

જે મનુષ્યના કર્મ પાપ વગરનાં છે, મેલ વગરના છે, અને ચોખ્ખા છે, જેઓ દેખીતા જ કામ કરવાવાળા છે, તેઓના કપાળમા બીજનો ચદ્ર રહે છે અને તે ચદ્રનુ તેજ પડે છે સર્વે જોય છે.

મનુષ્ય કર્મયોગી થઇને તું જ્યારે કર્મ કરવાનો યોગ કરે છે ત્યારે તારા કપાળમા આ બીજનો ચન્દ્ર રહે છે કારણ કે બીજા મનુષ્યો, તુ કર્મયોગી છે, કર્મ કરવાવાળો છે તેથી, તારા મુખારવિંદને

જોયા જ કરે છે. સર્વ મનુષ્ય એકઠા થઇને બીજનો ચન્દ્ર જોય છે તેવી જ રીતે મનુષ્ય તને પણ બધા એકઠા થઇને જોય છે કર્મયોગી કર્મ આપશે તેથી શાતતા થશે માટે કર્મયોગી તરફ બધા બીજના ચદ્રની જેમ જોઈ રહે છે. કર્મયોગીના કપાળમાં બીજનો ચન્દ્ર રહે છે જ કારણ કે કર્મ કરનાર મનુષ્યનો કર્મથી પ્રભાવ પડે છે અને તેનાથી તેનું તે જ વધે છે.

---

## યજ્ઞવેદી ( કુંડ ).

શ્રીમહાદેવની પાસે યજ્ઞવેદી છે. યજ્ઞકુડ છે તેમા શ્રીમહાદેવ લાકડા અથવા સમીધ વીગેરે નાખીને યજ્ઞ કરવાને માટે હોમ કરે છે હોમ કરીને લાકડા બાળી નાખે છે અને તેની રાખ કરે છે. લાકડા બળીને રહેલી રાખ શ્રીમહાદેવ પોતાના ભક્તને પ્રસન્ન થઇને પ્રસાદીરૂપ આપે છે રાખની પ્રસાદી શ્રીમહાદેવ આપે છે તેનાથી મનુષ્ય પૃથ્વી ઉપર રહીને સસારમા જીવન ભોગવી શકે છે, અને મોક્ષ મેળવે છે.

કર્મ પણ શ્રીમહાદેવનુ અધ્યાત્મ સ્વરૂપ છે કર્મની પાસે પણ યજ્ઞવેદી અથવા યજ્ઞકુડ છે. કર્મને પણ પોતાનો યજ્ઞ કરવાને માટે જગ્યા છે, તે જગ્યા ઉપર લાકડા નાખીને બાળે છે અને તેની રાખ કરે છે કર્મ કરવાની જગ્યા ઉપર કર્મના (લાકડા) કામ કરવા પડે છે ( બાળવા પડે છે ) અને કામ કરીને તેને પુરા કરવા પડે છે. દરેક કર્મ કરવાને તેની જગ્યા છે તે જગ્યા ઉપર જ તે કર્મના કામ કરીને પુરા કરવા પડે છે કર્મના પુરા થઈ ગયેલા કામ ફળ આપે છે.

મનુષ્ય ખેતી કરવાનુ કર્મ કરે છે. ખેતીના કર્મને જગ્યા છે. ખેતીનુ કર્મ ક્ષેત્રમા થાય છે. ક્ષેત્ર ખેતીના કામ કરવાની જગ્યા અથવા વેદીનું સ્વરૂપ છે. ક્ષેત્ર ઉપર રહીને જ્યારે મનુષ્ય કર્મ કરે છે ત્યારે

જ તેને ખેતીના કર્મનું ફળ મળે છે કર્મ કરવાની જગ્યા તે શ્રી મહાદેવનો યજ્ઞકુડ અથવા યજ્ઞવેદીનું સ્વરૂપ છે. ખેતીનુ કર્મ ક્ષેત્રમા થાય છે ક્ષેત્ર વેદી છે અને ત્યા ખેતીના કામ થાય છે

મનુષ્ય વેપાર કરવાનું કર્મ કરે છે વેપારના કર્મને જગ્યા છે. જે જગ્યા ઉપર વેપારના કર્મ થાય છે તે જગ્યા વેપાર કરવાની વેદી અથવા કુડનુ સ્વરૂપ છે. વેપાર બજારમા થાય છે બજાર એ યજ્ઞવેદીનું અધ્યાત્મ સ્વરૂપ છે વેદી ઉપર રહીને યજ્ઞ કરે છે ત્યારે જ યજ્ઞ થાય છે તેવી જ રીતે બજાર (વેદી)મા રહીને વેપારના કર્મ કરે છે ત્યારે જ વેપારના કામ થાય છે અને ફળ મળે છે. કર્મને જગ્યા છે, વેપારના કર્મને જગ્યા છે વેપાર બજારમા થાય છે. બજાર શ્રીમહાદેવના યજ્ઞકુડની વેદીનુ સ્વરૂપ છે બજારમા રહીને વેપારના કર્મ કરવાથી જ ફળ મળે છે બજાર એ વેપારના કર્મની વેદી છે

નોકરીનુ કર્મ. નોકરી અથવા સેવા કરવાના કર્મને પણ જગ્યા છે જે જગ્યા ઉપર રહીને નોકરીનુ અથવા સેવાનુ કર્મ થાય છે તે જગ્યા જ અધ્યાત્મ નોકરી કરનારના કર્મની વેદીનુ સ્વરૂપ છે. આ જગ્યા ઉપર રહીને મનુષ્ય જ્યારે કર્મ કરે છે ત્યારે જ તેને ફળ મળે છે. સેવા અથવા નોકરી કરવાની જગ્યા, ઘર, ખેતર, બજાર, વીગેરે. આ જગ્યા ઉપર રહીને બીજા મનુષ્યના કર્મ કરવાં પડે છે આ જગ્યા જ (બીજા મનુષ્યનાં કર્મ કરવાની જગ્યા) સેવા કરવાની કર્મની વેદીનુ રૂપ છે.

ભીખનું કર્મ ભીખનુ કર્મ કરવાને પણ જગ્યા છે. જે જગ્યા ઉપર રહીને ભીખનું કર્મ થાય છે તે જગ્યા જ ભીખના કર્મ કરવા-વાળાઓની વેદીનું સ્વરૂપ છે આ જગ્યા ઉપર રહીને ભીખનું કર્મ કરે છે ત્યારે તેને ફળ મળે છે ભીખનું કર્મ કરવાની જગ્યા, ઘેરેઘેર બજારેબજાર બધી જ જગ્યાએ ભીખનુ કર્મ થાય છે. ઘેરેઘેર અથવા બજારેબજાર રખડીને ભીખનું કર્મ કરે છે ત્યારે જ તે કર્મનું ફળ મળે છે.

કર્મને વેદીરૂપ જગ્યા છે ખેતીના કર્મની જગ્યા ક્ષેત્ર છે. વેપારના કર્મની જગ્યા બજાર છે નોકરી અથવા સેવાના કર્મને બીજા મનુષ્યનાં ઘર અથવા બજાર જગ્યા છે અને ભીખનુ કર્મ કરવાને માટે દરેક ઘર જગ્યા છે. આ જગ્યા શ્રીમહાદેવના યજ્ઞકુંડની વેદી રૂપ છે. આ જગ્યા ઉપર રહીને કર્મ કરવાથી જ ફળ મળે છે.

---

## કર્મનાં લાકડાં.

ખેતીનું કર્મ તેના કામ કરવાથી થાય છે વાવવુ, લણવુ, ખેડવું, સાચવવું, વિગેરે ખેતીના કર્મના લાકડાનુ રૂપ છે

વેપારનુ કર્મ તેના કામ કરવાથી થાય છે. વેચવુ લેવુ આપવું મગાવવું લખવું લખાવવુ ઉચકવુ ગોઠવવુ વિગેરે વેપારના કર્મના લાકડા છે.

નોકરી અથવા સેવાનું કર્મ તેના કામ કરવાથી થાય છે બીજા મનુષ્યના કરવાના કામ તે નોકરીના અથવા સેવાના કર્મના લાકડા છે.

ભીખનું કર્મ ભીખનુ કર્મ તેના કામ કરવાથી થાય છે દરેક જગ્યા ઉપર માગવું પડે છે. માગવાના કામ તે ભીખના કર્મનાં લાકડા રૂપ છે.

યજ્ઞવેદીમાં લાકડા નાખે છે અને તેને બાળીને તેની રાખ કરે છે. કર્મ કરવાની જગ્યા ઉપર રહીને કરવાના કામ પુરા કરે છે કર્મ કરીને તે કર્મ પુરૂં કરવું તે કર્મના કામ કરીને તે પુરાં કરવા. વેદીમા લાકડાં નાખે છે ત્યારે જ યજ્ઞ થાય છે, તેવી જ રીતે કર્મ કરવાની જગ્યાપર તે કર્મના કામ કરે છે ત્યારે જ તે કર્મ થાય છે.

વેદી ઉપર રહીને યજ્ઞ કરવો. કર્મ કરવાની જગ્યા ઉપર રહીને કર્મ કરવું, અને કર્મના કામ કરવા. કામ લાકડાનુ રૂપ છે

---

## ભસ્મ, રાખ

શ્રીમહાદેવ પોતાને યજ્ઞ કરવાના કુંડની પાસે બેસીને યજ્ઞમા લાકડાં નાખે છે, લાકડા નાખીને બાળે છે અને તેની રાખ કરે છે. આ રાખ શ્રીમહાદેવ પોતાના ભક્તને પ્રસાદીરૂપ આપે છે

કર્મ પણ પોતાની કર્મ કરવાની જગ્યા ઉપર લાકડા નાખીને યજ્ઞ કરે છે લાકડા બાળીને તેની રાખ કરે છે અને તે રાખ પોતાના ભક્તને આપે છે આ રાખમાં મનુષ્યનુ જીવન રહે છે.

કામ કરવાની જગ્યામા કામ પુરા થઈ જાય છે એટલે કર્મ ફળ આપે છે મનુષ્ય કર્મ માર્ગમા કર્મ કરે છે કર્મ કરવાની જગ્યા ઉપર કર્મના કામ કરીને તે પુરા કરે છે કામ પુરા થઈ જાય છે એટલે તેમાંથી ફળ મળે છે. આ ફળ શ્રીમહાદેવના યજ્ઞકુંડમા થયેલી રાખનું સ્વરૂપ છે. કામ પુરૂ થાય પછી જે ફળ મળે છે તે રાખ. રાખ એટલે જે ફળ મળ્યું છે તે રાખ, વાપર અને ભોગવ. રાખ એ ભસ્મ થઈ ગયેલા કર્મનું ફળ છે, તેવી જ રીતે ફળ પણ કામ પુરા થઈ ગયેલાનુ રહે છે. કામ પુરા થયા પછી જે ફળ મળે છે તે રાખ ખેતીના કર્મમાથી ફળ (અન્ન) મળે છે તે રાખ. વેપારના કર્મમાથી નફો (ફળ) મળે છે તે રાખ. નોકરી અથવા સેવાના કર્મ-માથી પગાર (ફળ) મળે છે તે રાખ. ભીખના કર્મમાથી ખાવાનું મળે છે તે ફળ રાખ. રાખ એટલે રાખવુ પાછુ આપવુ નહીં પણ તે વાપરવું, ભોગવવુ અને તેનો ઉપયોગ કરવો

કર્મના કામ પુરા કરીને મેળવેલુ ફળ રાખ અથવા ભસ્મનું સ્વરૂપ છે. કર્મ કરીને મેળવેલુ ફળ રાખ રાખ એટલે રાખવું પાછું આપવુ નહીં રાખ એટલે વાપર અને તે ભોગવ. તેનો ઉપયોગ કર. કર્મ કરીને મેળવેલુ ફળ (રાખ) શ્રેષ્ઠ છે. સર્વ વસ્તુ આપે છે.



# વિષ

## શ્રીમહાદેવે ઝેર પીધું છે

શ્રીમહાદેવે ઝેર પીધુ છે અને ઝેર પીને પચાવ્યું છે. પૃથ્વી ઉપર દેવ અને દાનવોએ સાથે મળીને સમુદ્ર મથન કર્યું હતું. સમુદ્ર મથન કરતા તેમાથી રત્ન નીકળ્યા હતા તે રત્નોમાં વિષ અથવા ઝેર પણ એક રત્નની જેમ મળી આવ્યું હતું ઝેર અથવા વિષ કોઈથી પીવાતું નહોતું કારણ કે તેનાથી મરી જવાતું હતું કોઈ પણ દેવ અથવા દાનવ આ વિષ અથવા ઝેર પી શકયા નથી પણ શ્રીમહાદેવ જ તે ઝેર પી ગયા છે અને ઝેર પીને પચાવ્યુ છે શ્રીમહાદેવને ઝેર ચડતું નથી કારણ કે તેઓ પચાવી શકે છે અને બીજા મરી જાય છે.

મનુષ્ય તું શ્રીમહાદેવનો ભક્ત છે. અધ્યાત્મ કર્મયોગીનુ સ્વરૂપ છે તારે ઝેર પી જવાનું છે અને તેને પચાવવાનુ છે તુ કર્મ કરવા-વાળો છે માટે શ્રીમહાદેવની જેમ ઝેર પી જા

પૃથ્વી ઉપર લોક સમુદ્રમાં (મનુષ્યના સમૂહમા) સારા અને નઠારા મનુષ્યો સમુદ્ર મથન કરે છે. સારા અને નઠારા મનુષ્યો લોક સમૂહમા કર્મનુ મથન કરે છે એક બીજા સાથે મળીને કર્મનુ મથન કરે છે. કોઈ કેમ કરે છે અને કોઈ કેમ કરે છે. એક બીજા મળીને કર્મ કરે છે કર્મમા ઝેર ઉત્પન્ન થાય છે. કર્મ કરવાથી ઝેર ઉત્પન્ન થાય છે, તે ઝેર દરેક મનુષ્યે શ્રીમહાદેવની જેમ પી જવું. સર્વ મનુષ્ય કર્મ કરવાની તજવીજ (મંથન) કરે છે, કર્મ શોધે છે અને કર્મ કરે છે કર્મ કરવા કરવા ઝેર મળે છે તે કર્મયોગીએ પી જવાનુ છે.

કર્મ કરવામા ઝેર જેવું મળે તે પી જવું કર્મમા અપમાન મળે તે પી જવુ. નુકસાન થાય તે પી જવું કામ બગડે તે પી જવુ.

ગાળ ખાવી પડે, માર ખાવો પડે તો તે પી જવુ કર્મ કરવામાં અને કર્મ કરવાથી ઝેર ઉત્પન્ન થાય છે જ કારણ કે તે રત્નની જેમ મળી આવ્યુ છે. માટે તે રત્ન સ્વરૂપ ઝેરને મનુષ્યે પી જવુ. કર્મમાં ઝેર મળશે જ.

પચાવવું–પચાવવુ એટલે સહન કરવું. ખમી રહેવું. ભોગવી લેવુ શ્રીમહાદેવ ઝેર પીને પચાવે છે. સહન કરવું તે ઝેર પીને પચાવવા બરાબર છે ઝેર પી જવું એટલે કર્મ કરવામા જે ઝેર જેવું મળે, અથવા કાઈ ઝેર જેવુ થાય, અથવા કોઈ ઝેર જેવુ કરે, તે બધુ સહન કરવુ કર્મમા અપમાન મળે, નુકસાન જાય અને કર્મ બગડે તો તે સહન કરવુ. ઝેર જો સહન નહીં થાય તો તે ઉત્પન્ન થયેલુ ઝેર ચડશે અને તેનાથી કર્મ બગડશે, માટે કર્મ કરવામા ઝેર જેવુ જે કાઈ મળે તે પી જવુ.

કર્મમાર્ગમા કર્મ કરવાથી ઝેર ઉત્પન્ન થાય છે. એક બીજા સાથે મળીને મનુષ્ય કર્મ માર્ગમા કર્મ કરે છે. કર્મ કરતા ઝેર ઉત્પન્ન થાય છે અને તે ઝેર મનુષ્યને ચડે છે તેથી મનુષ્ય ઝેરવાળો થઇને કર્મ બગાડે છે કર્મ બગડે છે એટલે ઝેર કર્મનો નાશ કરે છે માટે તે ઝેરને પી જવું ઝેર મળે તે પીને પચાવી જવુ. એટલે જે થાય તે સહન કરવું. શ્રીમહાદેવનું કર્મ ઝેર પીને પચાવવાનુ છે, અધ્યાત્મ મનુષ્યનુ કર્મ પણ કર્મમા ઝેર જેવુ મળે તે પીને તેને સહન કરવાનું છે. શ્રીમહાદેવનું કર્મ સહન કરવાનુ છે, મનુષ્ય તારૂ કર્મ પણ સહન કરવાનું છે સહન કરશે ત્યારે જ શ્રીમહાદેવ પ્રસન્ન થઈને તને ફળ આપશે. જો સહન નહીં થાય તો ઝેર ચડશે અને તે ઝેરને લીધે કર્મ બગડશે અને તેનું મૃત્યુ થશે માટે તુ શ્રીમહાદેવની જેમ ઝેર પી જા અને સહન કર. (પચાવ)

---

# સહસ્ર નામ

શ્રીમહાદેવના સહસ્ર નામ છે શ્રીમહાદેવ બહુનામી છે. શ્રીમહાદેવના નામ ઘણા છે.

કર્મને પણ સહસ્ર નામ છે કર્મ પણ બહુનામી એટલે બહુ નામવાળુ છે અને તેથી કર્મના નામ પણ ઘણા છે શ્રીમહાદેવ એક અને એકરૂપ રહે છે તેવી જ રીતે કર્મ પણ એક જ રૂપ રહે છે. એકરૂપ કર્મના નામ શ્રીમહાદેવની જેમ ઘણા છે શ્રીમહાદેવ એકરૂપ છે પણ તેના નામ અને સ્વરૂપ અનંત છે, તેવી જ રીતે કર્મ એક છે પણ કર્મના નામ અને તે કર્મના સ્વરૂપ પણ ઘણી જાતના રહે છે પૃથ્વી ઉપર સર્વે મનુષ્ય કર્મ કરે છે, પણ તેના નામ અને સ્વરૂપ જુદા જુદા હોય છે કોઈ મનુષ્ય ઘરનું કામ કરે છે, બહારનું કામ કરે છે, કોઈ ખેતીનુ અથવા કોઈ વેપારનુ કામ કરે છે, ઉદ્યોગ અથવા ધંધાનું કામ કરે છે, વિદ્યા અથવા હુન્નરના કામ કરે છે, કળા અને મહેનતના કામ કરે છે. કર્મ કરે છે ત્યારે જ મનુષ્યને ફળ મળે છે

શ્રીમહાદેવ બહુનામી છે કર્મ પણ ઘણા નામવાળું છે. એક જ નામવાળા મહાદેવને ભજવાથી શ્રીમહાદેવ પ્રસન્ન થાય છે તેવી જ રીતે એક જ નામવાળુ કર્મ કરવાથી કર્મ પુરૂ થઇને ફળ આપે છે. બહુનામવાળા કર્મમાથી મનુષ્ય જે કર્મ કરે છે તે જ કર્મ શ્રીમહાદેવનુ રૂપ છે અને તે ફળ આપે છે

શ્રીમહાદેવ એક છે પણ તેનાં નામ ઘણાં છે. તેવી જ રીતે કર્મ પણ એક છે અને તે કર્મનાં નામ પણ ઘણાં છે.

ખેતીનુ કર્મ, વેપારનુ કર્મ, વિદ્યા કળા અને હુન્નરનું કર્મ, સેવા ચાકરી અથવા નોકરીનુ કર્મ, ભીખનું કર્મ, કર્મના નામ ઘણાં છે તેમાથી મનુષ્ય એક નામવાળું કર્મ કરે છે અને તેમાથી ફળ મેળવે છે કર્મના સહસ્ર નામ છે.

# શ્રીમહાદેવનું વાહન

## નંદી

શ્રીમહાદેવનું વાહન નંદીનુ છે નંદી ઉપર બેસીને શ્રીમહાદેવ જ્યા જવું આવવુ હોય ત્યા જઈ આવી શકે છે, અને કર્મ કરવું હોય તો કરી શકે છે નંદી શ્રીમહાદેવનો પરમ ભક્ત છે શ્રીમહાદેવ પાસેથી વરદાન પામેલો છે. વરદાનથી શક્તિ પામેલો છે અને શ્રીમહાદેવના બધા જ કામ કરવાવાળો છે નંદી શ્રીમહાદેવનો દાસ (ભક્ત) છે અને તેના વાહનરૂપે રહે છે, તેથી શ્રીમહાદેવ નંદી ઉપર જ સવારી કરીને પૃથ્વી ઉપર ફરીને મનુષ્યનું કલ્યાણ કરે છે.

નંદી શ્રીમહાદેવનુ વરદાન પામેલો ભક્ત છે. વરદાન મળ્યુ છે તેથી સર્વ શક્તિવાળો છે. બળદનું રૂપ છે વધારે બળવાળો અથવા વધારે ભાર ખેંચવાવાળો બળદીઓ છે નંદી વધારે ભાર ઉપાડનારો છે અને જ્યા જવુ આવવુ હોય ત્યા જઈ આવી શકે છે. નંદી બળદનુ, આખલાનુ, પોઠીઆનુ સ્વરૂપ છે, વધારે કામ કરનારો, વધારે ભાર ઉપાડીને ખેંચનારો, બધી જ જગ્યા ઉપર જનારો શ્રીમહાદેવનો પરમ ભક્ત છે નંદી ભણેલો અને વિદ્વાન્ છે, અને શ્રીમહાદેવના વાહનરૂપે રહીને ફક્ત તેના જ કામ કરનારો છે. નંદી શ્રીમહાદેવના જ કામ કરનારો અને તેના વાહનરૂપે બળદીઓ અથવા આખલો અથવા પોઠીઓ છે, અને શ્રીમહાદેવની જ સેવા કરે છે.

કર્મને પણ વાહન છે કર્મ શ્રીમહાદેવનુ અધ્યાત્મ સ્વરૂપ છે, તેથી શ્રીમહાદેવની જેમ કર્મને પણ વાહન રહે છે.

જ્યા કર્મ થાય છે ત્યા શ્રીમહાદેવનો ભક્ત નંદી હોય છે. કર્મ માર્ગમા ઉદ્યોગના કર્મ થાય છે ઉદ્યોગનાં કર્મને નંદીનું વાહન

હોય છે ઉદ્યોગનુ કર્મ, ફળ આપનારુ કર્મ શ્રીમહાદેવનું સ્વરૂપ છે અને તે શ્રીમહાદેવ સ્વરૂપ ઉદ્યોગના કર્મને નદીનું વાહન રહે છે. શ્રીમહાદેવ યોગી છે અને મનુષ્ય કર્મયોગી છે શ્રીમહાદેવને નદી (બળદ)નુ વાહન રહે છે અને મનુષ્ય કર્મયોગીને પણ નંદી રૂપનું વાહન રહે છે આ નદીરૂપ બળદ અથવા પોઠીઆ ઉપર જ કર્મયોગીને જયા જવું હોય ત્યા જાય છે આવે છે અને કર્મ કરે છે.

જયા ઉદ્યોગના કર્મ થાય છે ત્યા નદી હાજર જ રહે છે દીવાન, અથવા મુનીમ, અથવા મેતાજી, અથવા સેક્રેટરી અથવા હજુરીઓ એ નદીનુ સ્વરૂપ છે.

ઉદ્યોગના કામ દીવાન વગર અથવા મુનીમ વગર થઈ શકતાં જ નથી કારણ કે દીવાન અથવા મુનીમ એ ઉદ્યોગના કર્મનુ વાહન-રૂપ છે. ઉદ્યોગ દીવાન વગર અથવા મુનીમ વગર થઈ શકતો નથી. ઉદ્યોગના બહુ કામ કરવાના હોય છે ઉદ્યોગમા બહુ ભાર ખેંચવાનો હોય છે અને ઘણું કામ કરવાનુ હોય છે. દીવાન અથવા મુનીમ બધું કરી શકે છે. દીવાન અથવા મુનીમ શ્રીમહાદેવના નદીનું સ્વરૂપ છે તેથી તે વધારે કામ કરવાવાળા બધી જ જગ્યા ઉપર જનારા બહુ ભાર ખેંચનારા બળદ જેવા છે. બળદ બહુ ભાર ખેંચે છે તેવી જ રીતે દીવાન અથવા મુનીમ પણ ઉદ્યોગનો ભાર બહુ ખેંચે છે અને બહુ કામ કરે છે ઉદ્યોગ માટે બહુ જગ્યા ઉપર જવું આવવું પડે છે ત્યાં દીવાન અથવા મુનીમ જાય છે, આવે છે અને કર્મના કામ કરે છે. દીવાન અથવા મુનીમ શ્રીમહાદેવના વાહનરૂપ અધ્યાત્મ નદીનું સ્વરૂપ છે દીવાન અથવા મુનીમ વરદાન પામેલા છે, તેથી તેઓ ઘણું જ કામ કરી શકે છે, અને કરે છે શ્રીમહાદેવના કામ નંદી વગર થઈ શકતાં નથી તેવીજ રીતે ઉદ્યોગનાં કામ દીવાન વગર અથવા મુનીમ વગર થઈ શકતાં જ નથી.

દીવાન અથવા મુનીમ ઉદ્યોગના બધા જ કામો કરે છે, વધારે કામ કરે છે અને પોતાના ઉદ્યોગના કામમા શક્તિવાળા રહે છે બળદ અથવા પોઠીઓ વધારે કામ કરનાર, વધારે ભાર ખેંચનાર, વધારે ઉંચકનાર, બહુ લાબે સુધી ચાલનાર શ્રીમહાદેવના નદીનુ સ્વરૂપ છે, તેવી જ રીતે કર્મમાર્ગમા ઉદ્યોગના વધારે કામ કરનાર, ઉદ્યોગનો વધારે ભાર ખેંચનાર, અને ઉદ્યોગ માટે બહુ લાબા છેટા સુધી જનાર દીવાન અથવા મુનીમ જ રહે છે દીવાન અથવા મુનીમ જ બધુ કરી શકે માટે તે શ્રીમહાદેવના નદીનુ સ્વરૂપ છે

ઉદ્યોગી મનુષ્ય (કર્મયોગી) દીવાન રાખે છે, મુનીમ રાખે છે અને પોતાના ઉદ્યોગના કામ તેમની પાસે કરાવે છે જ્યાં જવુ આવવુ હોય ત્યા દીવાન જાય છે, જોવું હોય ત્યા જુએ છે, અને કરવુ હોય ત્યા કરે છે દીવાન અથવા મુનીમ ઉદ્યોગી મનુષ્ય (કર્મયોગી)ના કર્મ કરે છે કર્મયોગી પોતાનુ બધુ જ કર્મ દીવાનથી અથવા મુનીમથી જ કરી શકે છે. દીવાન અથવા મુનીમ ઘણે ઠેકાણે જઇને ઉદ્યોગના કામ કરનારા સમર્થ અને શક્તિવાળા હોય છે. દીવાન અથવા મુનીમ બધુ જ કરી શકે છે, જવુ આવવુ લાવવું મુકવુ બધુ તેજ કરે છે. શ્રીમહાદેવનો નદી બહુ શક્તિવાળો રહે છે તેવી જ રીતે દીવાન પણ બહુ શક્તિવાળો રહે છે

નદી શ્રીમહાદેવની રક્ષા કરે છે, રક્ષણ કરે છે અને શ્રીમહાદેવના કામ કરે છે. દીવાન પણ કર્મયોગી (ઉદ્યોગી)નુ રક્ષણ કરે છે અને તેના કરવાના કામ બધા જ કરે છે શ્રીમહાદેવને નદીના વાહન વગર ચાલતું જ નથી તેવી જ રીતે કર્મયોગીને દીવાન વગર અથવા મુનીમ વગર ચાલતું જ નથી. દીવાન અથવા મુનીમ નંદીની જેમ વરદાન પામેલા હોય છે અને તેથી તેઓ સર્વ શક્તિવાળા રહે છે કારણ કે તેઓ વિશ્વાસુ હોય છે અને કર્મને જાણીને કર્મ કરવાવાળા હોય છે. કર્મ-

યોગીનો બધો આધાર દીવાન ઉપર જ રહે છે કારણુ કે તેના વગર કામ થઈ શકતું જ નથી.

જ્યા જુઓ ત્યા શ્રીમહાદેવના વાહનરૂપ નદીના દર્શન થાય છે. જ્યા જુઓ ત્યા નદી નદી. નંદી વગર શ્રીમહાદેવને ચાલતું જ નથી, માટે શ્રીમહાદેવ નદીને પોતાની પાસે જ રાખે છે જ્યા ઉદ્યોગ કરવા જાઓ ત્યા મનુષ્યને નદીના દર્શન થશે, જ્યા ઉદ્યોગ કરવા જાઓ ત્યા તમને દીવાન અથવા મુનીમ મળશે અને દર્શન થશે. શ્રીમહાદેવના મદિરમા નદી હોય છે જ તેવી જ રીતે કર્મયોગીના મંદિરમા પણુ દીવાન અથવા મુનીમ હોય છે જ

શાસ્ત્રમા આજ્ઞા છે કે શ્રીમહાદેવના દર્શન કરવા હોય તો પ્રથમ નદીને રાજી રાખવો. જો નંદી નારાજ હશે, નંદીને પંપાળ્યો નહીં હોય, નદીને હાથ નહીં ફેરવ્યો હોય તો નદી શ્રીમહાદેવના દર્શન થવા દેશે નહીં, માટે શ્રીમહાદેવના દર્શન કરવા પહેલા તેના વાહનરૂપ નદીના પ્રથમ દર્શન કરવાં, એટલે નદી પ્રસન્ન થઇને શ્રીમહાદેવના દર્શન કરાવશે અને ફળ અપાવશે.

કર્મયોગીના મદિરમા (જ્યા મનુષ્યને ઉદ્યોગના કર્મ કરવાના છે.) નદીરૂપ દીવાન અથવા મુનીમ હોય છે જો દીવાન અથવા મુનીમને મળીને તેની સાથે બદોબસ્ત કરીને શ્રીમહાદેવને (કર્મયોગીને) મળે છે તો જરૂર શ્રીમહાદેવ દર્શન આપે છે પણુ જો દીવાન અથવા મુનીમને મળ્યા વગર શ્રીમહાદેવના દર્શન કરવાને જાય છે તો તે દીવાન અથવા મુનીમ તેનું કર્મ થવા દેતા નથી, કારણુ કે તેમને મળ્યા નથી અને તેમની સાથે કર્મનો બદોબસ્ત કર્યો નથી પ્રથમ દીવાન અથવા મુનીમને મળે ત્યાર પછી કર્મયોગી પાસે જાય તો તેના જરૂર દર્શન થાય છે અને તેનાં કર્મ પણુ થાય છે દીવાન અથવા મુનીમ જ શ્રીમહાદેવની પાસે રહીને કર્મનું ફળ અપાવે છે.

જે પ્રમાણે નદીને પ્રસન્ન કરવાથી નંદી શ્રીમહાદેવનાં દર્શન કરાવે છે અને કર્મનું ફળ અપાવે છે તેવી જ રીતે દીવાન અથવા મુનીમને પ્રસન્ન કરવાથી તે મુનીમ શ્રીમહાદેવરૂપ કર્મયોગીના દર્શન કરાવે છે અને તેની પાસેથી ફળ અપાવે છે. નદીને મળ્યા વગર શ્રીમહાદેવના દર્શન કરે છે તો તેને ફળ મળતું નથી. તેવી જ રીતે કર્મ માર્ગમા દીવાન અથવા મુનીમને મળ્યા વગર ઉદ્યોગના કામ કરનાર કર્મયોગી મનુષ્યને દર્શન આપતા નથી અને જેને દર્શન આપે છે તો તેને ફળ આપતા નથી

નદી અથવા બળદ તે અધ્યાત્મ દીવાન અથવા મુનીમનુ સ્વરૂપ છે. આ નદીને મળીને તેને સમજાવીને અને તેને રાજી રાખીને (પ્રસન્ન કરીને) શ્રીમહાદેવના દર્શન કરવા, તેમ કરવાથી જરૂર દર્શન થશે અને ફળ મળશે પણ જો દીવાન અથવા મુનીમને (નદીને) બાજુએ બેસાડીને સીધા શ્રીમહાદેવ પાસે જશે તો તેને દર્શન થશે નહી, ફળ મળશે નહીં અને ફેરો ફોગટ

ઉદ્યોગના કર્મ કરવા હોય તો ઉદ્યોગી મનુષ્યના દીવાનને અથવા મુનીમને પ્રથમ મળવુ, તેમની સાથે સમજણુ કરવી અને તેમને સતોષ આપીને પ્રસન્ન કરવા, એટલે તેજ દીવાન અથવા મુનીમ પોતાના ઉદ્યોગી કર્મયોગી (શ્રીમહાદેવ) દેવ પાસે લઈ જશે અને જે કાંઈ કર્મ હશે તે કરાવી આપશે જો તેમ નહીં કરે, દીવાનને મળશે નહીં, તેને પ્રસન્ન રાખશે નહીં તો કામ થશે નહીં અને ફળ મળશે નહીં.

દીવાન અથવા મુનીમ એ અધ્યાત્મ શ્રીમહાદેવના વાહનરૂપ નંદીનુ સ્વરૂપ છે.



# લિંગરૂપ.

ૐ

નમ શિવાય:

## શ્રીમહાદેવનું સ્વરૂપ

### લિંગરૂપ.

#### જ્ઞાનમાર્ગ

આત્મજ્ઞાન સમજાવનારા પુસ્તકો, વેદ ઉપનિષદ શિવપુરાણ વિગેરે મહાન્ પવિત્ર ગ્રંથોમા શ્રીમહાદેવનુ સ્વરૂપ લિંગરૂપે બતાવ્યું છે, લિંગરૂપે વર્ણવ્યું છે અને લિંગરૂપે સમજાવ્યું છે શ્રીમહાદેવની લિંગરૂપે પૂજા કરવાથી જ શ્રીમહાદેવ પ્રસન્ન થાય છે અને ફળ આપે છે. એવું જ્ઞાનથી સમજાવ્યુ છે

સમર્થ દેવ શ્રીબ્રહ્મા અને વિષ્ણુ આદિ દેવોએ શ્રીમહાદેવને પ્રસન્ન કરવાને માટે ઘણું તપ કર્યું છે. તપ કરવાથી શ્રીમહાદેવ પ્રસન્ન થયા છે અને બ્રહ્મા તથા વિષ્ણુ વિગેરે દેવોને વરદાન આપ્યુ છે સમર્થ યોગી સ્વરૂપે પ્રગટ થઇને શ્રીમહાદેવે બ્રહ્મા તથા વિષ્ણુને લિંગ સ્વરૂપ બતાવ્યું છે અને તે લિંગની સેવા પૂજા કરવાનો વિધિ બતાવ્યો છે.

શ્રીમહાદેવે પ્રત્યક્ષ યોગી સ્વરૂપે દેવો અને મનુષ્યોને કહ્યું છે કે "મારૂં સ્વરૂપ જોઇ શકાય તેવું નથી કારણ કે હુ અદૃશ્ય રહું છુ, અને દેવ તથા દાનવ અને મનુષ્યોને કર્મનું ફળ આપું છું. હુ લિંગમાં રહુ છુ અને લિંગરૂપે મારી પૂજા કરવાથી હું ઇચ્છિત ફળ આપુ છું. હુ હમેશાં લિંગમાં કાયમ રહું છું અને લિંગરૂપે રહીને મનુષ્યોના મનોરથો પુરા પાડું છુ. જેઓ લિંગની પૂજા કરે છે તેમની પાસે નીરંતર રહીને હું તેમને કર્મનું ફળ આપું છુ, માટે દરેક દેવ, દાનવ તથા મનુષ્યે લિંગરૂપની પૂજા કરવી અને લિંગની પૂજા કરીને મને પ્રસન્ન કરવો, તેમ કરવાથી પ્રસન્ન થઇને હું દેવને અને મનુષ્યને દર્શન આપીશ અને તેમના કર્મનું ફળ આપીશ. લિંગની પૂજા કરવાથી જ હુ પ્રસન્ન થઇને ફળ આપુ છુ."

શ્રીમહાદેવનુ અદૃષ્ય અને યોગી સ્વરૂપ લિંગમાં રહે છે અને લિંગની પૂજા કરવાથી જ શ્રીમહાદેવ પ્રસન્ન થઇને ફળ આપે છે. શ્રીમહાદેવે પ્રત્યક્ષરૂપે લિંગ આપ્યું છે અને લિંગની પૂજાનો વિધિ બતાવ્યો છે. લિંગ શ્રીમહાદેવનુ છે અને લિંગની પૂજા કરવાથીજ શ્રીમહાદેવ પ્રસન્ન થાય છે.

શ્રીમહાદેવનુ આત્મસ્વરૂપ કોઈથી જાણી શકાતું જ નથી કારણ કે શ્રીમહાદેવ આત્મારૂપે અદૃષ્ય રહે છે શ્રીમહાદેવના અધ્યાત્મ સ્વરૂપને જાણી શકાય છે, કારણ કે શ્રીમહાદેવનું અધ્યાત્મ સ્વરૂપ દેવને અને મનુષ્યોને આત્મજ્ઞાન સમજાવે છે. શ્રીમહાદેવનું અધ્યાત્મસ્વરૂપ યોગીરૂપ છે, અને તે યોગીરૂપ સ્વરૂપમાથી મનુષ્યને ઘણું જ્ઞાન મળે છે. અધ્યાત્મ સ્વરૂપને જાણીને અને તેમાથી સત્ય જ્ઞાન મેળવીને કર્મ કરવાથી કર્મ સંપૂર્ણ થાય છે. કર્મ કરવાને માટે શ્રીમહાદેવ પોતાના અધ્યાત્મ સ્વરૂપમાથી મનુષ્યને જ્ઞાન આપે છે અને

સમજાવે છે. કર્મ કયા કરવુ, કેવી રીતે કરવુ, શું કરવુ વિગેરેનુ જ્ઞાન દરેક મનુષ્યને શ્રીમહાદેવના અધ્યાત્મ સ્વરૂપમાથીજ મળે છે અધ્યાત્મ સ્વરૂપનુ જ્ઞાન મેળવીને કર્મ કરવાથી કર્મ સપૂર્ણ થાય છે અને ફળ મળે છે

શ્રીમહાદેવનુ લિંગરૂપ પૂજાને માટે છે. લિંગરૂપની પૂજા કરવાથીજ મનુષ્ય શ્રીમહાદેવના દર્શન કરી શકે છે અને ફળ મેળવી શકે છે લિંગરૂપની સેવા પૂજા કરવાથીજ શ્રીમહાદેવ પ્રસન્ન થઈને ફળ આપે છે શ્રીમહાદેવનુ અધ્યાત્મ સ્વરૂપ જ્ઞાન આપે છે અને જ્ઞાન મેળવીને લિંગની પૂજા કરવાથી, લિંગ ફળ આપે છે, માટે દરેક દેવ અને મનુષ્યે શ્રીમહાદેવને પ્રસન્ન કરવાને માટે શ્રીમહાદેવના લિંગરૂપની પૂજા કરવી, એવી શ્રીમહાદેવની મનુષ્યમાત્રને આજ્ઞા છે.

શ્રીમહાદેવ લિંગરૂપે રહીને સર્વની પૂજા લે છે, અને સર્વને પૂજાનું ફળ આપે છે શ્રીમહાદેવ લિંગરૂપે રહીને મનુષ્યોને જ્ઞાન આપે છે, કર્મ આપે છે, અને કર્મનુ ફળ આપે છે



ૐ

# નમઃ શિવાયઃ

# શ્રીમહાદેવનું સ્વરૂપ.

—✡✡✡✡✡✡—

## લિંગરૂપ.

## કર્મમાર્ગ.

જ્ઞાનમાર્ગમા શ્રીમહાદેવ જ્ઞાનરૂપે રહીને મનુષ્યને જ્ઞાન આપે છે અને કર્મમાર્ગમા શ્રીમહાદેવ કર્મરૂપે રહીને મનુષ્યને કર્મ અને કર્મનુ ફળ આપે છે શ્રીમહાદેવનુ અધ્યાત્મ સ્વરૂપ કર્મમાર્ગમા કર્મ છે.

બ્રહ્મા અને વિષ્ણુ જેવા દેવ પુરૂષોએ શ્રીમહાદેવને પ્રસન્ન કરવાને અને તેમને મેળવવાને માટે તપ કર્યું છે, ત્યારે મનુષ્ય માત્ર શ્રીમહાદેવને પ્રસન્ન કરવા અને તેમને મેળવવાને માટે તપ કરે તો તે કાંઈ ખોટુ નથી. બ્રહ્મા અને વિષ્ણુ વિગેરે દેવ પુરૂષોને પૃથ્વી ઉપર રહીને લોક કલ્યાણનુ કર્મ કરવાનુ છે, અને તેથી તેઓ મનુષ્યનુ કલ્યાણ કરવાનું કર્મ શોધે છે. કર્મની શોધ કરવાને માટે શ્રીમહાદેવનું તપ કરવુ પડે છે અને તપ કરીને તેનુ ફળ મેળવવું પડે છે ફળ મેળવવાને માટે કર્મ શોધવુ પડે છે કર્મ દેખાતુ નથી કારણ કે કર્મનો કોઈ પણ જાતનો આકાર નથી પણ કર્મની શોધ કરવાથી કર્મ મળે છે કર્મને માટે તપ કરવાથી કર્મ મળે છે. કર્મને માટે રાહ જોવાથી અને આવવા તથા જવાથી કર્મ મળે છે, અને ઉભા રહીને તપ કરવાથી પણ મનુષ્યને કર્મ મળે છે.

કર્મનુ અધ્યાત્મ સ્વરૂપ “યોગીરૂપ” પ્રત્યક્ષરૂપે રહીને મનુષ્યને આત્મજ્ઞાનનો બોધ આપે છે. બ્રહ્મા તથા વિષ્ણુ વિગેરે દેવોને શ્રી

મહાદેવે પ્રસન્ન થઇને પૂજા કરવાને માટે લિંગ આપ્યું છે અને તેની પુજા કરવાનો વિધી બતાવ્યો છે, અને લિંગની પૂજા કરવાનું ફળ પણ બતાવ્યું છે. લિંગની પૂજા કરવાથી જ હુ પ્રસન્ન થાઉં છુ અને દર્શન આપીને ફળ આપું છું એવું શ્રીમહાદેવે દેવને અને મનુષ્યને જ્ઞાનથી વચન આપ્યુ છે.

કર્મ પણ શ્રીમહાદેવનું સ્વરૂપ છે. શ્રીમહાદેવની જેમ કર્મ પણ મનુષ્ય માત્રને પૂજા કરવાને માટે લિંગ આપે છે, અને તેની પૂજા કરવાનો વિધિ બતાવે છે લિંગની પૂજા કરવાથી શું ફળ મળે છે તે પણ કર્મ પ્રત્યક્ષ રૂપે બતાવે છે.

---

## લિંગ

આત્મસ્વરૂપ શ્રીમહાદેવે દેવ લોકોને લિંગ આપ્યુ છે તે લિંગ અદૃષ્ય રહે છે, પણ કમામર્ગમા શ્રીમહાદેવરૂપ કર્મ મનુષ્યને લિંગ આપે છે તે લિંગ પ્રત્યક્ષ રહે છે.

લિંગનું અધ્યાત્મ સ્વરૂપ કર્મ માર્ગમા મનુષ્ય દેહ છે. મનુષ્ય દેહ એજ શ્રીમહાદેવનુ પ્રત્યક્ષ લિંગરૂપ છે લિંગરૂપ મનુષ્ય દેહની સેવા પૂજા કરવાથી જ મનુષ્યને કર્મનું ફળ મળે છે જેઓ કર્મયોગી છે, કર્મ કરે છે અને કર્મનુ ફળ આપે છે તેઓજ શ્રીમહાદેવના લિંગનું સ્વરૂપ છે અને તેઓનીજ સેવા પૂજા કરવાથી ફળ મળે છે કર્મ-યોગી કર્મ કરે છ અને ફળ મેળવે છે, તે કર્મયોગી બીજા મનુષ્યો પાસે પોતાનુ કર્મ કરાવે છે અને તેમને ફળ આપે છે. કર્મરૂપે લિંગરૂપ મનુષ્ય દેહ રહે છે અને તે દેહ અથવા લિંગરૂપ મનુષ્ય દેહના કર્મ કરવાના હોય છે જે મનુષ્ય કર્મયોગી છે, કર્મ કરે છે અને કર્મનું ફળ આપે છે તે મનુષ્ય કર્મના લિંગરૂપે રહીને બીજા મનુષ્યને કર્મ આપે છે અને તેમને કરેલા કર્મનુ ફળ આપે છે.

શ્રીમહાદેવે પ્રત્યક્ષ રૂપે કહ્યું છે કે.–જે મનુષ્યો કર્મ કરવાવાળા છે અને કર્મ કરે છે તેઓ મારૂ સ્વરૂપ છે અને તેઓનુ મનુષ્ય દેહ-રૂપ લિંગ પણ મારૂજ સ્વરૂપ છે મારા લિંગરૂપે મનુષ્ય દેહ રહે છે અને સર્વને દર્શન આપીને તેમને ઈચ્છિત ફળ આપે છે

કર્મયોગીરૂપે રહીને કર્મ કરનારના મનુષ્ય દેહમા (લિંગમા) શ્રીમહાદેવ રહે છે જે કર્મ કરે છે તે મનુષ્ય દેહ છે અને તે મનુષ્ય દેહ મારા લિંગનું સ્વરૂપ છે, કારણ કે આ લિંગરૂપ મનુષ્યનાજ કર્મ બીજા મનુષ્યો કરે છે અને ફળ મેળવે છે જે મનુષ્ય દેહ કર્મનુ ફળ આપી શકે છે, તે મનુષ્ય દેહ અધ્યાત્મ શ્રીમહાદેવના લિંગનુ સ્વરૂપ છે, કારણ કે તે લિંગરૂપ મનુષ્ય દેહની સેવા પૂજા કરવાથી જ બીજા મનુષ્યોને કર્મ મળે છે અને ફળ મળે છે. લિંગની સેવા પૂજા કરવી એટલે જે મનુષ્ય કર્મયોગી છે કર્મ કરે છે અને કર્મ આપે છે, તે કર્મયોગીના કામ કરવા, તેના કામની સેવા કરવી એટલે તેના કામ કરીને પુરા કરવા, તેમ કરવાથી કર્મયોગીનુ કર્મ પુરૂ થાય છે, અને તે યોગીરૂપ મનુષ્ય કર્મનુ ફળ આપે છે.

શ્રીમહાદેવ લિંગમા રહે છે અને મનુષ્યોને કર્મનુ ફળ આપે છે. કર્મ કરનારના દેહમાં શ્રીમહાદેવ રહે છે અને કર્મ કરનારાઓને, કર્મ કરનારના રૂપે રહીને ફળ આપે છે. આત્મસ્વરૂપ શ્રીમહાદેવ કર્મરૂપે મનુષ્ય દેહમા રહે છે, અને તે દેહ યોગીરૂપે રહીને બીજા મનુષ્યો પાસે કર્મ કરાવીને તેમને ફળ આપે છે શ્રીમહાદેવ અદૃષ્ય રહે છે, અને કર્મયોગી મનુષ્ય લિંગરૂપે પ્રત્યક્ષ રહે છે. લિંગરૂપ મનુષ્યને તેના કર્મ કરીને તેને પ્રસન્ન કરવાથી તે લિંગરૂપ મનુષ્ય કર્મનુ ફળ આપે છે

કર્મયોગીરૂપે કર્મ કરનાર મનુષ્ય ઉદ્યોગનાં કર્મ કરે છે, કારણ કે ઉદ્યોગનું કર્મ શ્રીમહાદેવનું સ્વરૂપ છે અને તે જ કર્મ ફળ આપે

છે ઉદ્યોગના કર્મના કામ ઘણા હોય છે કર્મ કરવાવાળો લિંગરૂપે રહીને ઉદ્યોગનું કર્મ કરે છે, તે લિંગરૂપ કર્મ કરવાવાળો બીજા મનુષ્યો પાસે ઉદ્યોગનુ કર્મ કરાવે છે અને તેમને કરેલા કર્મનું ફળ આપે છે. બીજા મનુષ્યો તે લિંગરૂપ મનુષ્યના કર્મના કામ કરીને, તે કામ પુરા કરે છે અને પુરા કરેલા કામનુ ફળ મેળવે છે

**લિંગને પૂજવાથી ફળ મળે છે. કર્મ કરવાવાળા મનુષ્યને પૂજવાથી તે મનુષ્ય કર્મ આપે છે અને કર્મ કરાવીને તેનું ફળ આપે છે.** કર્મના ફળમા પૈસા અથવા લક્ષ્મી મળે છે, તેનાથી સુખ અને સાધન મળે છે. કર્મના ફળમા માન, આબરૂ, અને કીર્ત્તી મળે છે અને કર્મના ફળમા સુખ અને દુખ મળે છે જે જોઇએ તે કર્મ કરીને મેળવવાનુ છે કર્મના લિંગરૂપે મનુષ્ય દેહ રહે છે કારણ કે તે મનુષ્ય કર્મ આપે છે અને તેનું ફળ આપે છે **કર્મ કરાવીને ફળ આપનાર મનુષ્ય શ્રીમહાદેવના લિંગનુ સ્વરૂપ છે**

---

## સુવર્ણનું લિંગ.

સુવર્ણનું અથવા સોનાનુ લિંગ બનાવીને **તેની પૂજા કરવાથી શ્રીમહાદેવ પ્રસન્ન થાય છે અને ફળ આપે છે**

સુવર્ણનુ લિંગ ફળ આપે છે સુવર્ણ અથવા સોનાનો ઉદ્યોગ કરનારને ફળ મળે છે **સુવર્ણનો** ઉદ્યોગ **શ્રીમહાદેવનુ સ્વરૂપ છે અને તે ઉદ્યોગ કરનાર શ્રીમહાદેવના લિંગનું સ્વરૂપ છે.** મનુષ્ય કર્મના લિંગરૂપે રહીને સુવર્ણનો ઉદ્યોગ કરે છે, બીજા મનુષ્યોને તે ઉદ્યોગનું કર્મ આપે છે અને તે કર્મનું ફળ આપે છે સુવર્ણનો ઉદ્યોગ **કરવાથી ફળ મળે છે** ( સુવર્ણનુ લિંગ ફળ આપે છે )

---

## રૂપાનું લિંગ.

રૂપાનું લિંગ બનાવીને તેની પૂજા કરવાથી શ્રીમહાદેવ પ્રસન્ન થાય છે અને ફળ આપે છે.

રૂપાનું લિંગ ફળ આપે છે રૂપાનો ઉદ્યોગ કરનારને ફળ મળે છે. રૂપાનો ઉદ્યોગ શ્રીમહાદેવનુ સ્વરૂપ છે અને રૂપાનો ઉદ્યોગ કરનાર શ્રીમહાદેવના લિંગનું સ્વરૂપ છે. મનુષ્ય કર્મના લિંગરૂપે રહીને રૂપાનો ઉદ્યોગ કરે છે, બીજા મનુષ્યોને તે ઉદ્યોગનું કર્મ આપે છે અને તેમને કર્મનુ ફળ આપે છે રૂપાનો ઉદ્યોગ કરવાથી ફળ મળે છે. (રૂપાનું લિંગ ફળ આપે છે.)

---

## સ્ફટીક મણિનું લિંગ

સ્ફટીકનું લિંગ બનાવીને તેની પૂજા કરવાથી શ્રીમહાદેવ પ્રસન્ન થાય છે અને ફળ આપે છે

સ્ફટીકનુ લિંગ ફળ આપે છે સ્ફટીક એટલે સપેત અથવા ધોળી વસ્તુનો ઉદ્યોગ કરનારને ફળ મળે છે સપેત અથવા ધોળી વસ્તુનો ઉદ્યોગ (સ્ફટીક) શ્રીમહાદેવનું સ્વરૂપ છે. અને તે ઉદ્યોગ કરનાર શ્રીમહાદેવના લિંગનુ સ્વરૂપ છે. મનુષ્ય કર્મના લિંગરૂપે રહીને સપેત વસ્તુનો ઉદ્યોગ કરે છે, બીજા મનુષ્યોને તે ઉદ્યોગનું કર્મ આપે છે અને તેમને કર્મનુ ફળ આપે છે સપેત અથવા ધોળી વસ્તુનો ઉદ્યોગ કરવાથી ફળ મળે છે. (સ્ફટીકનુ લિંગ મણીરૂપ ફળ આપે છે.)

---

## પારાનું લિંગ.

પારાનુ લિંગ બનાવીને પૂજવાથી શ્રીમહાદેવ પ્રસન્ન થાય છે અને ફળ આપે છે.

પારાનુ લિંગ ફળ આપે છે. કાચાને પાકું કરવું. કાચા અનાજને રાધીને રસોઈ કરવી રસોઈ કરવાનો ઉદ્યોગ કરનારને ફળ મળે છે. રસોઈ કરવી અથવા રાધવાનો ઉદ્યોગ શ્રીમહાદેવનું સ્વરૂપ છે, અને ઉદ્યોગ કરનાર શ્રીમહાદેવના લિંગનું સ્વરૂપ છે મનુષ્ય કર્મના લિંગરૂપે રહીને (પારાનો) કાચાને પાકુ કરવાનો ઉદ્યોગ કરે છે, બીજા મનુષ્યોને તે ઉદ્યોગનું કર્મ આપે છે અને તેમને કર્મનું ફળ આપે છે પારાનો (રાધવાનો), પાકું કરવાનો ઉદ્યોગ કરવાથી ફળ મળે છે. (પારાનું લિંગ ફળ આપે છે.)

---

## પાર્થિવ લિંગ

પાર્થિવ એટલે પાર્થ કરવું. પ્રથકકરણ કરવું મેળવણી કરીને કરવું. જોડીને કરવું. પ્રયોગ કરીને કરવું પ્રમાણ જાણવુ પ્રમાણથી કરવુ માપવું વગેરેનુ લિંગ બનાવીને પૂજવાથી શ્રીમહાદેવ પ્રસન્ન થાય છે અને ફળ આપે છે

પાર્થ કરવાનો ઉદ્યોગ કરનારને ફળ મળે છે પાર્થ કરવું અથવા પ્રયોગ કરવાનો ઉદ્યોગ શ્રીમહાદેવનું સ્વરૂપ છે અને તે ઉદ્યોગ કરનાર શ્રીમહાદેવના લિંગનુ સ્વરૂપ છે. મનુષ્ય કર્મના લિંગરૂપે રહીને પાર્થ કરવાનો અથવા પ્રયોગ કરવાનો ઉદ્યોગ કરે છે, બીજા મનુષ્યોને તે ઉદ્યોગનું કર્મ આપે છે અને તેનું ફળ આપે છે. પાર્થ કરવાનો અથવા પ્રથકકરણ કરવાનો અથવા પ્રયોગ કરવાનો ઉદ્યોગ કરવાથી ફળ મળે છે (પાર્થિવનું લિંગ ફળ આપે છે)

---

## મૃતિકાનું લિંગ.

મૃત્તિકા અથવા માટીનું લિંગ બનાવીને પૂજવાથી શ્રીમહાદેવ પ્રસન્ન થાય છે અને ફળ આપે છે

મૃત્તિકાનું લિંગ ફળ આપે છે મૃત્તિકા અથવા માટીનો ઉદ્યોગ કરનારને ફળ મળે છે. મૃત્તિકા અથવા માટીનો ઉદ્યોગ શ્રીમહાદેવનુ સ્વરૂપ છે, અને ઉદ્યોગ કરનાર શ્રીમહાદેવના લિંગનું સ્વરૂપ છે. મનુષ્ય કર્મના લિંગરૂપે રહીને મૃત્તિકા અથવા માટીનો ઉદ્યોગ કરે છે, બીજા મનુષ્યોને તે ઉદ્યોગનુ કર્મ આપે છે અને તેમને કર્મનુ ફળ આપે છે મૃત્તિકા અથવા માટીનો ઉદ્યોગ કરનારને ફળ મળે છે (મૃતિકાનુ લિંગ ફળ આપે છે )

---

## ધાતુનું લિંગ

ધાતુનુ લિંગ બનાવીને પૂજવાથી શ્રીમહાદેવ પ્રસન્ન થાય છે અને ફળ આપે છે

ધાતુનુ લિંગ ફળ આપે છે ધાતુનો ઉદ્યોગ કરનારને ફળ મળે છે ધાતુનો ઉદ્યોગ શ્રીમહાદેવનું સ્વરૂપ છે અને ઉદ્યોગ કરનાર શ્રીમહાદેવના લિંગનું સ્વરૂપ છે મનુષ્ય કર્મના લિંગરૂપેરહીને ધાતુનો ઉદ્યોગ કરે છે, બીજા મનુષ્યોને તે ઉદ્યોગનું કર્મ આપે છે અને તેમને કર્મનુ ફળ આપે છે. ધાતુનો ઉદ્યોગ કરનારને ફળ મળે છે. (ધાતુનુ લિંગ ફળ આપે છે)

---

## ઝવેરાતનું લિંગ.

ઝવેરાત એટલે હીરા, મોતી, માણેક, પન્ના, મણિ વગેરેનું લિંગ બનાવીને પૂજવાથી શ્રીમહાદેવ પ્રસન્ન થાય છે અને ફળ આપે છે

ઝવેરાતનુ લિંગ ફળ આપે છે ઝવેરાતનો ઉદ્યોગ કરનારને ફળ મળે છે ઝવેરાતનો ઉદ્યોગ શ્રીમહાદેવનું સ્વરૂપ છે. અને ઉદ્યોગ કરનાર શ્રીમહાદેવના લિંગનું સ્વરૂપ છે. મનુષ્ય કર્મના લિંગરૂપે રહીને

ઝવેરાતનો ઉદ્યોગ કરે છે. બીજા મનુષ્યને તે ઉદ્યોગનું કર્મ આપે છે અને તેમને કર્મનુ ફળ આપે છે ઝવેરાતનો ઉદ્યોગ કરનારને ફળ મળે છે (ઝવેરાતનું લિંગ ફળ આપે છે)

---

## પથ્થરનું લિંગ

પથ્થરનું લિંગ બનાવીને પુજવાથી શ્રીમહાદેવ પ્રસન્ન થાય છે અને ફળ મળે છે

પથ્થરનુ લિંગ ફળ આપે છે પથ્થરનો ઉદ્યોગ કરનારને ફળ મળે છે પથ્થરનો ઉદ્યોગ શ્રીમહાદેવનું સ્વરૂપ છે અને ઉદ્યોગ કરનાર શ્રીમહાદેવના લિંગનું સ્વરૂપ છે. મનુષ્ય કર્મના લિંગરૂપે રહીને પથ્થરનો ઉદ્યોગ કરે છે, બીજા મનુષ્યોને તે ઉદ્યોગનુ કર્મ આપે છે અને તેમને કર્મનુ ફળ આપે છે. પથ્થરનો ઉદ્યોગ કરનારને ફળ મળે છે. (પથ્થરનુ લિંગ ફળ આપે છે)

---

## લોખંડનું લિંગ.

લોખંડ અથવા લોઢાનુ લિંગ બનાવીને પૂજવાથી શ્રીમહાદેવ પ્રસન્ન થાય છે અને ફળ આપે છે

લોખડનું લિંગ ફળ આપે છે. લોખડનો ઉદ્યોગ કરનારને ફળ મળે છે. લોખંડનો ઉદ્યોગ શ્રીમહાદેવનુ સ્વરૂપ છે, અને ઉદ્યોગ કરનાર શ્રીમહાદેવના લિંગનું સ્વરૂપ છે. મનુષ્ય કર્મના લિંગરૂપે રહીને લોખડનો ઉદ્યોગ કરે છે, બીજા મનુષ્યોને તે ઉદ્યોગનુ કર્મ આપે છે અને તેમને કર્મનુ ફળ આપે છે લોખડનો ઉદ્યોગ કરવાથી ફળ મળે છે

લિંગ–ઘણી જાતના લિંગ બનાવીને પૂજવાથી શ્રીમહાદેવ પ્રસન્ન થાય છે મનુષ્યને જે વસ્તુ જોઇએ તેને માટે તેના લિંગની પૂજા કરવી પડે છે. મનુષ્યને ઉદ્યોગ કરવો પડે છે ઉદ્યોગ કરવાથી

મનુષ્યને જે જોઇએ તે મળે છે જે મનુષ્ય કર્મ કરે છે તે મનુષ્ય શ્રીમહાદેવના લિંગનુ સ્વરૂપ છે, અને તેની પૂજા કરવાથી મનુષ્યને તેનુ કર્મ મળે છે અને તે કર્મનુ ફળ મળે છે.

મનુષ્યને જે વસ્તુ જોઇએ તેને માટે તે વસ્તુનો ઉદ્યોગ કરવો ઉદ્યોગ કરવાથી શ્રીમહાદેવ પ્રસન્ન થાય છે અને ઉદ્યોગ કરનારને ફળ આપે છે ઉદ્યોગ કરનાર મનુષ્ય શ્રીમહાદેવના લિંગનુ રૂપ છે બીજા મનુષ્યોને તે ઉદ્યોગનું કર્મ આપે છે અને ફળ આપે છે. શ્રીમહાદેવના લિંગને પૂજવાથી જ મનુષ્યને કર્મ મળે છે અને શ્રીમહાદેવ પ્રસન્ન થાય છે.

---

## સ્મશાન

સ્મશાન એટલે મરેલા મનુષ્યના મુડદા બાળવાની જગ્યા જે જગ્યા ઉપર મરણ પામેલા મનુષ્યના મુડદા બાળીને રાખ કરવામા આવે છે તે જગ્યા સ્મશાનમા ઘણા મનુષ્યો આવે છે અને જાય છે. મુડદા બાળવાને આવે છે અને તે જ્યારે બળીને તેની રાખ થઈ જાય છે ત્યારે પાછા ઘેર જાય છે. જેને મુડદા બાળવા હોય તે જ આ જગ્યા ઉપર આવે છે અને જાય છે આ જગ્યા સ્મશાન છે.

લખાયલુ છે કે શ્રીમહાદેવનો વાસ સ્મશાનમા છે અને શ્રીમહાદેવ સ્મશાનમા રહે છે. સ્મશાનમા મુડદા બળે છે ત્યા મનુષ્ય એકઠા થાય છે અને પછી બધા જતા રહે છે. સ્મશાન ખાલી ઉજ્જડ જેવુ રહે છે આવી જગ્યામા શ્રીમહાદેવ પોતાનો વાસ કરીને રહેલા છે તેથી શ્રીમહાદેવ સ્મશાનવાસી કહેવાય છે.

કર્મ પણ શ્રીમહાદેવનુ સ્વરૂપ છે શ્રીમહાદેવની જેમ કર્મને પણ કર્મમાર્ગમા અધ્યાત્મ રીતે સ્મશાનમા રહેવુ પડે છે, તેથી કર્મ પણ શ્રીમહાદેવની જેમ સ્મશાનવાસી છે, અને સ્મશાનમા રહે છે.

સ્મશાન—સ્મશાનનું અધ્યાત્મ સ્વરૂપ કર્મમાર્ગમાં કર્મ કરવાની
ા છે. કર્મમાર્ગમા કર્મ કરવાની જગ્યા તેજ અધ્યાત્મ રીતે
ાાનનું સ્વરૂપ છે. જે જગ્યા ઉપર ઉદ્યોગનું કર્મ થાય છે અને
ર્મના કામ થાય છે, તે જગ્યા અધ્યાત્મ રીતે સ્મશાન સ્વરૂપ જ
છે, કારણ કે જેમ સ્મશાનમા મુડદા બાળવાને મનુષ્યો આવે
બને જાય છે, તેવી જ રીતે કર્મમાર્ગમા કર્મ કરવાની જગ્યા
ર મનુષ્યો કર્મ કરવાને માટે જ આવે છે અને જાય છે. સ્મશા-
મુડદા બાળીને તેની રાખ કરે છે તેવી જ રીતે કર્મ કરવાની
ા ઉપર પણ કર્મના કામ પુરા કરીને તેની રાખ કરવાની હોય છે.
ાં બાળવા એટલે કર્મનાં કામ પુરા કરવા. મુડદા બાળવાને જ
જગ્યા ઉપર મનુષ્ય આવે છે તેવી જ રીતે કર્મ કરવાની જગ્યા
ર મનુષ્ય કામ પુરા કરવાને માટે જ આવે છે અને કામ પુરા
ને ઘેર જાય છે. કર્મના કરવાના કામ એ અધ્યાત્મ મુદડાનું
ૂપ છે. કામ કરીને પુરા કરવા જ પડે છે કામ થઈ રહે છે ત્યારે
પુરૂ થાય છે કર્મના કામ કરવાની જગ્યા ઉપર મનુષ્ય કામ પુરા
ને ત્યાથી પાછા જાય છે કર્મ કરવાની જગ્યા ઉપર ઘણા મનુષ્યો
ે છે અને કામ કરીને પાછા જાય છે કર્મના કામ કરવાની
યા ઉજ્જડ રહે છે કારણ કે મનુષ્ય જ્યારે કર્મ કરીને ત્યાથી
ા છે ત્યાર પછી ત્યા કાંઈ હોતું નથી કામ કરવાને માટે જ
ુષ્ય તે જગ્યા ઉપર એકઠા થાય છે અને કામ કરીને જાય છે.
માર્ગમાં કર્મ કરવાની જગ્યા એ અધ્યાત્મ સ્મશાનનું સ્વરૂપ
અને તે સ્મશાનની જેમ જ રહે છે. બધા મનુષ્યો આવે છે,
કરે છે. અને કર્મના કામ કરીને પાછા ઘેર જાય છે.

કર્મ કરવાની જગ્યા–ખેતીનુ કર્મ કરવાની જગ્યા ક્ષેત્ર છે. ક્ષેત્ર
ધ્યાત્મ રીતે કર્મમાર્ગમા સ્મશાનનુ સ્વરૂપ છે. મનુષ્ય ખેતીનું કર્મ
વાને ક્ષેત્રમા આવે છે અને ખેતીનાં કામ કરીને પાછા ઘેર જાય

છે. ક્ષેત્ર ઉજ્જડ જેવુ રહે છે. મનુષ્યો કર્મ કરવાને માટે ક્ષેત્રમા આવે છે, કારણ કે ખેતીનું કર્મ ક્ષેત્રમા થાય છે ક્ષેત્ર ખેતીના કર્મના કામ પુરા કરવાની સ્મશાન ભુમિ છે ક્ષેત્રમા રહીને કામ કરવાથી જ તે કામ પુરા થાય છે. ખેતીનું કર્મ ક્ષેત્ર વગર થઇ શકતું જ નથી. મનુષ્યને ફળ પણ ક્ષેત્રમાથીજ મળે છે ક્ષેત્ર સ્મશાનનુ રૂપ છે, અને ઉજ્જડ જેવું રહે છે

વેપારનુ કર્મ કરવાની જગ્યા બજાર છે બજાર એ વેપારનુ કર્મ કરવાની જગ્યા છે, અને બજાર એ અધ્યાત્મરૂપે સ્મશાનનું સ્વરૂપ છે. બજાર એ અધ્યાત્મ સ્મશાનનુ સ્વરૂપ છે કારણ કે મનુષ્યો આ સ્મશાનરૂપ બજારમા આવીને અને જઇને પોતાના કર્મ પુરા કરે છે બજારમા વેપારના કર્મના કામ પુરા કરે છે, અને ફળ પણ સ્મશાનરૂપ બજારમાથીજ મેળવે છે જે જગ્યા ઉપર વેપારનુ કર્મ થાય છે તે જગ્યા અધ્યાત્મ સ્મશાન સ્વરૂપજ રહે છે કારણ કે તે જગ્યા ઉપર મનુષ્ય કામ કરવા આવે છે અને કામ પુરા કરીને ત્યાથી પાછા જાય છે. કામ કરવાને માટે બજારમા જવુ જ પડે છે. બજાર વગર વેપારનુ કર્મ થઈ શકતું નથી. વેપારના બધા જ કામ બજારમા થાય છે બજારમાજ તે કામ (બાળીને) કરીને પુરા કરવાના હોય છે કામ પુરા થાય છે એટલે કામ બળી જાય છે બજારમા કર્મ કરવાને મનુષ્યો એકઠા થાય છે અને કર્મ કરીને ત્યાથી પાછા જાય છે એટલે પછી બજાર ઉજ્જડ જેવુ રહે છે ત્યા કાઈ થતું નથી. ત્યા તો મુડદા બળે છે. એટલે કર્મના કામ પુરા થાય છે

દરેક કર્મ કરવાને જગ્યા હોય છે તે જગ્યા ઉપર જ તે કર્મના કામ થાય છે. કામ પુરા થઈ ગયા પછી તે જગ્યા ઉપર કાઈ રહેતું નથી તેથી દરેક કર્મ કરવાની જગ્યા અધ્યાત્મ સ્વરૂપ સ્મશાનનું

સ્વરૂપ જ રહે છે કર્મ કરવાની જગ્યા જ સ્મશાનનું સ્વરૂપ છે. કારણુ કે કર્મ કરીને ગયા પછી તે ઉજ્જડ જેવુ રહે છે.

---

# શિવ

ૐ નમઃ શિવાય.

શ્રીમહાદેવનુ અધ્યાત્મ નામ શિવ છે શ્રીમહાદેવની શિવના નામથી જ સેવા પૂજા થાય છે. શિવ એ શ્રીમહાદેવનું અધ્યાત્મ નામ છે અને શિવ નામની જ સેવા પૂજા તથા ભક્તિ કરવાથી શ્રીમહાદેવ પ્રસન્ન થાય છે.

શિવ. શિવ એટલે શીવવું, સાધવું, જોડવુ, મેળવવુ, એક કરવુ વિગેરે શિવવુ એટલે બે કપડાને દોરાથી શીવીને જોડી દેવુ બેને સાધવું, બેને મેળવવું, બેનુ એક કરવુ શિવવું

કર્મ એ દોરો છે. બીજાને કર્મના દોરાથી શિવવુ. બીજાની સાથે રહીને (કર્મના દોરાથી) કામ કરવુ કર્મના દોરાથી કામ કરીને સાધવુ કર્મના દોરાથી બીજાને જોડવુ શિવ એટલે બીજાની સાથે કર્મ કરીને જોડવું શિવ એટલે કર કામ કર એટલે શિવ. શિવ, શિવ, શિવ, એટલે કર્મ કર, કર્મ કર, કર્મ કર. બેને કર્મના દોરાથી જોડ. બીજાની સાથે રહીને કામ કર કામ કર એટલે શિવ શિવ ફળ આપે છે. બીજા મનુષ્યની સાથે કર્મ કરવાથી ફળ મળે છે બે મનુષ્યની વચ્ચે કર્મનો દોરો નાખવો એક કામ બે મનુષ્યે મળીને કરવું. કર્મ કરીને શિવાવું, જોડાવું, સંધાવું વિગેરે

એકલા રહીને કર્મ કરનાર શિવ સ્વરૂપ રહે છે, અને જાતે જ કર્મ કરે છે. જે જોઇએ તેની સાથે કર્મ કરીને (શિવાવું એટલે કમ

કરીને જોડાવું) શિવરૂપ થવુ શિવરૂપ થવાથી એટલે જાતે કર્મ કરનારા રૂપે થવાથી શ્રીમહાદેવ પ્રસન્ન થાય છે એકલો અને જાતે પૃથ્વી ઉપર રહીને કર્મ કરે છે તે અધ્યાત્મ શિવ સ્વરૂપ રહે છે. પોતે એકલો જ કર્મ કરીને બીજાની સાથે જોડાય છે, કર્મ કરે છે અને ફળ મેળવે છે. એકલો જાતે મહેનત કરીને કર્મ કરનાર મનુષ્ય અધ્યાત્મ શિવ સ્વરૂપ રહે છે.

---

## શંકર.

શકર પણ શ્રીમહાદેવનુ નામ છે કર્મ શ્રીમહાદેવનું સ્વરૂપ છે અને કર્મનુ નામ પણ શંકર છે.

શકર એટલે સંગ કર કર્મ કરવામા સગ કરવો સગે રહીને કર્મ કરવું. કર્મ કરનારાનો સગ કરવો, અને કર્મ કરવું સગ કરીને અથવા સગે રહીને કર્મ કરવુ તે શ્રીશકરનું સ્વરૂપ છે. બીજાની સગે રહીને કર્મ કરવુ કર્મ કરતી વખતે બીજાનો સગ કરવો કર્મ કરનારાની સગે રહીને કર્મ કરવુ સગે રહીને કર્મ કરનાર તે શ્રીશકરનુ સ્વરૂપ છે

એકલાથી કામ થશે નહીં બધાં કામ એકલાથી થઈ શકતા નથી તેથી બીજાનો સગ કરવો પડે છે સગે રહીને કામ થાય છે અને ફળ મળે છે માટે સગ કર બીજાની સાથે રહીને કામ કર. સંગ કરીને કામ કરવાથી અથવા સગે રહીને કામ કરવાથી, બીજાનો સગ કરવાથી ઉદ્યોગ મળે છે, અને સગે રહીને ઉદ્યોગ કરવાથી ફળ મળે છે સગે રહીને કર્મ કરવાથી શ્રીશકર પ્રસન્ન થાય છે અને ફળ આપે છે શકરરૂપ શ્રીમહાદેવ સગ કર (સગત)નું ફળ આપે છે માટે હરેક મનુષ્યે ઉદ્યોગ કરવામા સારાનો સગ કરવો. સારૂ હોય તેની સંગે રહીને કામ કરવુ. સારાનો સંગ કરવાથી ઉદ્યોગ મળે છે

અને તે ઉદ્યોગ ફળ આપે છે. (સગત) સગે રહીને કર્મ કરનાર મનુષ્ય અધ્યાત્મ રીતે કર્મમાર્ગમા શ્રીશકરનું રૂપ છે.

શિવ. એકલો રહીને કર્મ કરનાર મનુષ્ય શિવસ્વરૂપ છે, અને બીજાની સગે રહીને કર્મ કરનાર મનુષ્ય શંકરસ્વરૂપ રહે છે. મનુષ્ય એકલો કામ કરે છે ત્યારે તે શિવ સ્વરૂપ રહે છે, અને તેજ મનુષ્ય બીજાની સંગે રહીને કર્મ કરે છે ત્યારે તે શકર સ્વરૂપ થાય છે. મનુષ્યનુ અધ્યાત્મ સ્વરૂપ કર્મમાર્ગમા કર્મ કરતી વખતે શિવ અને શકરસ્વરૂપ થાય છે

એકલો રહીને કર્મ કરનાર મનુષ્ય શિવસ્વરૂપ છે અને બીજાની સગે રહીને કર્મ કરનાર મનુષ્ય શકરસ્વરૂપ છે. મનુષ્ય કર્મમાર્ગમા શિવ શકરરૂપ રહે છે.

---

## શ્રીમહાદેવ ફળ લેતા નથી.

શ્રીમહાદેવ ફળ લેતા નથી, કારણ કે શ્રીમહાદેવ સમર્થ યોગીરૂપ સર્વને ફળ આપવાવાળા છે અને સર્વને ફળ જ આપે છે શ્રીમહાદેવ દેવ છે એટલે આપવાવાળા સમર્થ દેવ છે.

કર્મ પણ શ્રીમહાદેવનુ સ્વરૂપ છે. કર્મને પણ કાઈ ફળ જોઇતું નથી કર્મ ફળ લેતું નથી પણ ફળ આપે છે.

મનુષ્ય દેહરૂપ શ્રીમહાદેવના લિંગને પણ ફળ જોઇતું નથી મનુષ્ય દેહરૂપ શ્રીલિંગ ફળ લેતુ નથી પણ ફળ આપે છે. મનુષ્ય દેહરૂપ લિંગને કર્મ કરવુ છે અને તે કર્મ પુરૂ કરવુ છે ઉદ્યોગનું કર્મ પુરૂ થાય છે ત્યારે તે કર્મ લિંગરૂપ મનુષ્યદેહને ફળ આપે છે, અને તે મનુષ્યદેહરૂપ લિંગ બીજા મનુષ્યોને કર્મનુ ફળ આપે છે લિંગરૂપને તો કર્મ કરવુ છે અને કર્મ કરનારાઓને ફળ આપવુ છે



શ્રીમહાદેવનાં પત્ની

# શ્રીપાર્વતીનું સ્વરૂપ.



ૐ

## નમઃ શિવાયઃ

## શ્રીપાર્વતી દેવી

પાર્વતી શ્રીમહાદેવનાં પત્ની છે, સતી છે, દેવી છે, અને હમેશાં પતિ ભક્તિ જ કર્યા કરે છે. પાર્વતી સત્ય બોલનારા છે, સત્ય રીતે ચાલનારા છે અને સત્ય કર્મ જ કરનારા છે પતિની સાથે રહીને સર્વ કામ કરે છે, અને પતિની જ આજ્ઞામા રહે છે. પતિની ઈચ્છા એ જ શ્રીપાર્વતીનું કર્મ છે, અને પતિની ઇચ્છાને જ પોતાનો ધર્મ સમજીને તે કર્મ કરે છે. પાર્વતી દેવીરૂપ છે આપવાવાળા સમર્થ દેવના પત્ની છે, તેથી પાર્વતી પણ આપી શકવાને શક્તિવાળા છે. ભોળાદેવના પત્ની છે તેથી જાતે પણ ભોળા સ્વભાવથી રહે છે

પૃથ્વી ઉપર દરેક મનુષ્યે પાર્વતીની સેવા પૂજા કરવાની છે. પાર્વતીની સેવા પૂજા કરવાથી દરેક મનુષ્યને પોતાના કર્મમા પાર મળે છે. શ્રીપાર્વતી મનુષ્યના કર્મનો પાર અપાવે છે. મનુષ્યના કામ પાર ઉતારે છે. પાર્વતીની મદદથી જ મનુષ્ય પોતાનું કર્મ પુરૂ કરી શકે છે અને કામમા પાર મેળવી શકે છે પાર પામવો એટલે જે કર્મ કરવુ હોય તે કર્મ પુરૂં કરીને તેનુ ફળ મેળવવું. કર્મ કરવાથી તે કર્મ પુરૂ થાય છે અને પુરૂ થયેલુ કર્મ ફળ આપે છે. પાર્વતી

કામ પાર ઉતારે છે. પાર્વતીને લીધે કામ પુરૂં થાય છે અને તે કામ પાર પામે છે. પાર પામે છે એટલે તે કર્મ પુરૂ થાય છે અને તેનુ ફૂળ મળે છે પાર્વતી જ સર્વ મનુષ્યના કામ પાર ઉતારી આપે છે માટે દરેક મનુષ્યે શ્રીપાર્વતીની જ સેવા પૂજા કરવી, કારણુ કે શ્રીપાર્વતી દેવી કામ પાર પાડી આપે છે

ઇચ્છા—ઇચ્છા એ પાર્વતીનું અધ્યાત્મ સ્વરૂપ છે શ્રીમહાદેવને પત્ની છે, તેવી જ રીતે કર્મને પણ સ્ત્રી છે. ઇચ્છા એ કર્મદેવની પત્નીનું સ્વરૂપ છે. ઇચ્છા કર્મની સેવા પૂજા કરે છે અને કર્મમા પાર અપાવે છે કર્મની પત્ની ઇચ્છા એ શ્રીમહાદેવના પત્ની પાર્વતીનુ સ્વરૂપ છે પાર્વતી શ્રીમહાદેવને ભજે છે અને પૂજે છે તેવી જ રીતે ઈચ્છા પણ કર્મની જ સેવા પૂજા વિગેરે કરે છે પાર્વતી શ્રીમહાદેવને પ્રસન્ન કરીને વરદાન મેળવે છે તેવી જ રીતે ઈચ્છા પણ કર્મને પ્રસન્ન કરીને ફૂળ મેળવે છે ઇચ્છાથી કર્મને પાર મળે છે ઇચ્છાથી મનુષ્ય કર્મ કરે છે ત્યારે જ તે મનુષ્યનુ કર્મ પાર પામે છે કર્મની ઇચ્છા એજ શ્રીમહાદેવનાં પત્ની પાર્વતીનુ સ્વરૂપ છે.

દરેક મનુષ્યે કર્મની ઈચ્છા કરવી ઇચ્છા પૂર્વક કર્મ શોધવુ અને કર્મ કરવુ, તેમ કરવાથી કર્મ પુરૂં થશે, તેમાથી ફૂળ મળશે અને ઇચ્છા પાર પડશે કર્મ શ્રીમહાદેવનું સ્વરૂપ છે. કર્મ કરવાની ઇચ્છા એ શ્રીપાર્વતીનું સ્વરૂપ છે. પાર્વતી શ્રીમહાદેવની જ સેવા પૂજા વિગેરે કરે છે તેવી જ રીતે ઈચ્છા પણ કર્મની જ સેવા પૂજા કરે છે, કારણુ કે ઇચ્છા એ કર્મની પત્નીનુ સ્વરૂપ છે. ઇચ્છા પાર અપાવે છે, અને ઇચ્છા પુરી પડે છે

કર્મ કરતી વખતે પ્રથમ કર્મ કરવાની ઇચ્છા કરવી, તેમા સત્ય બોલવુ, સત્યને ચહાવું અને સત્ય કર્મ કરવુ. જુઠુ બોલવુ નહીં, જુઠું ચહાવુ નહીં અને જુઠુ કર્મ કરવુ નહીં. સત્ય કર્મ જ કરવુ, ખરાબ

અથવા નઠારૂ કર્મ કરવુ નહીં સારૂ કામ, સાચુ કામ, ફળ આપે તેવુ કામ (કર્મ) કરવાની મનુષ્યે ઇચ્છા કરવી સત્ય કર્મ કરવાની ઇચ્છા એ પાર્વતીનુ અધ્યાત્મ સ્વરૂપ છે ઈચ્છાથી પાર પડે છે. ઇચ્છા હોય ત્યારે કર્મ થાય છે અને તેના કામ થાય છે ઇચ્છા હોય તો જ મનુષ્ય કર્મ કરી શકે છે, માટે પ્રથમ મનુષ્યે કર્મ કરવાની ઇચ્છા કરવી. કર્મની ઇચ્છા કરીને કર્મ કરવુ. તે કર્મ પાર્વતીની જેમ રહીને કરવુ, એટલે જેવી રીતે પાર્વતી શ્રીમહાદેવને અને તેમની ઇચ્છાને ભજે છે તેવી જ રીતે તારે પણ પ્રથમ કર્મ કરવાની ઇચ્છા કરવી અને તે કર્મ કરવુ એટલે ઇચ્છા (પાર્વતી) કર્મની સેવા કરશે અને કર્મ પાસેથી (શ્રીમહાદેવ પાસેથી) ફળ અપાવશે.

---

## પાર્વતી સતી છે.

શ્રીમહાદેવના પત્ની શ્રીપાર્વતી દેવી સતી છે. પતિની જ સેવા પૂજા અને પતિની જ ઇચ્છાવાળા કર્મ કરનાર, પતિની આજ્ઞામા રહેનાર, પતિને પરમેશ્વર સમજનાર અને પતિની પાસે જ રહેનાર શ્રીપાર્વતી દેવી સતીનુ રૂપ છે પોતાના પતિને સત્યરૂપ માને છે, સત્યને ચહાય છે અને સત્ય કર્મ કરે છે પાર્વતી પવિત્ર છે કારણ કે તેમને કોઈ જાતનું લાછન નથી, અપવિત્ર અથવા ખરાબ કર્મની ઇચ્છા કરતા નથી. પવિત્ર છે, અને પતિને ઈશ્વર સમજીને પતિની સેવા પૂજામા કાયમ રહે છે

શ્રીપાર્વતીનુ અધ્યાત્મ સ્વરૂપ કર્મની ઇચ્છા છે. ઇચ્છા પણ સતીનુ રૂપ છે એકજ કર્મની ઇચ્છા તે એક પતીની પત્નીરૂપ છે. જ્યારે ઇચ્છા કરવી ત્યારે એક જ કર્મની કરવી, એટલે કર્મ કરવું એજ ઇચ્છા કરવી. ફળ આપે, તેવુ કર્મ કરવાની ઇચ્છા કરવી ઇચ્છા પાર્વતીનુ સ્વરૂપ છે. ઇચ્છા સતીનુ રૂપ છે, માટે

કર્મ કરવું છે એજ ઇચ્છા મનુષ્યે કરવાની છે. ફળ આપે તેવું કર્મ કરવાની ઇચ્છા મનુષ્ય કરે છે કર્મ કરવુ છે એજ ઇચ્છાથી જ્યારે મનુષ્ય કર્મ કરે છે, ત્યારે તે કર્મ પાર પડે છે કર્મ કરે છે ત્યારે તે કર્મ પુરૂ થાય છે, ફરીથી કરવાનુ રહેતું નથી કર્મ પુરૂ થઈ જાય છે એટલે તે કર્મનો પાર આવે છે, અને કરેલા કર્મનુ ફળ મળે છે ઇચ્છાથી કરેલુ કર્મ પાર પામે છે અને ઇચ્છા પુરી પડે છે. જે કર્મ કરવુ તે એક જ કર્મ કરવું એ સતીનુ રૂપ છે.

પાર્વતી પવિત્ર છે માટે પવિત્ર કર્મ કરવાની ઇચ્છા કરવી, સારા કામ, ફળ આપે તેવા કામ, ચોખ્ખા કામ, લાછન વગરના કામ કરવાની ઇચ્છા કરવી પાર્વતી પવિત્ર છે. ઇચ્છા પણ પવિત્ર છે તેથી પવિત્ર કર્મ, ચોખ્ખા કર્મ, સારા કર્મ, ફળ આપે તેવા કર્મ કરવાની ઈચ્છા કરવી લાછન લાગે, એબ લાગે, ફજેતી થાય, નુકસાન થાય, ખરાબ દેખાય તેવા કર્મ કરવા નહીં

શ્રીપાર્વતી પવિત્ર છે તેથી મનુષ્યે પવિત્ર કર્મ કરવાની ઈચ્છા કરવી ઇચ્છા એ પાર્વતીનુ સ્વરૂપ છે

શ્રીપાર્વતી સત્યને માને છે, સત્યની સેવા કરે છે, સત્ય બોલે છે અને સત્ય કર્મ કરે છે કર્મમાં જે સત્ય હોય તેને માનવાની અને તેની જ સેવા પૂજા કરવાની ઇચ્છા કરવી. શ્રીપાર્વતી સત્ય સ્વરૂપ છે, માટે સત્ય હોય તેને જ માનવુ અને તે કર્મ કરવું એવીજ ઇચ્છા કરવી, સત્યને ચહાવુ, સત્ય બોલવું, અસત્ય બોલવુ નહીં, જુઠું બોલવુ નહીં, સત્ય ચાલવુ એટલે વહેવારમા એક બીજાની સાથે સત્યથી ચાલવું (વર્ત્તવુ) અને સત્ય કર્મ કરવુ કર્મ કરવાથી કોઇને નુકસાન થાય નહીં અને ફળ મળે તેનુ કર્મ કરવુ જે કર્મ સત્ય સ્વરૂપ સાચુ જ હોય તે કર્મ કરવુ કામ કરવામા અસત્ય કર્મ કરવુ નહીં કર્મ કરવામા નહીં કરવાનું કર્મ કરવુ નહીં, પણ જે કર્મ સત્યરૂપ હોય તે જ કર્મ કરવુ કર્મની ઇચ્છા પાસે સત્ય કર્મ કરાવવુ એટલે ઇચ્છા પૂર્વક સારૂં કામ હોય તે જ કરવુ.

પાર્વતી શ્રીમહાદેવનીજ આજ્ઞામાં રહે છે, અને પોતાના પતિની આજ્ઞામા રહીનેજ કર્મ કરે છે. ઇચ્છા પણ કર્મની આજ્ઞામા રહીને કર્મ કરવાની કરવી શ્રીમહાદેવની જેમ કર્મને આજ્ઞા છે તેથી કર્મની આજ્ઞામા રહેવુ પડે છે કર્મની આજ્ઞા છે, કર્મના નિયમ છે, કર્મના કાયદા છે, કર્મ કરવાની રીત અને કર્મ કરવાની રૂઢિ છે. આજ્ઞામા રહીને કર્મ કરવુ પડે છે નિયમ પ્રમાણે, કાયદા પ્રમાણે રીત અથવા રૂઢિ પ્રમાણે, વ્યવસ્થા પ્રમાણે કર્મ કરવુ પડે છે. નિયમ અને રીત પ્રમાણે કર્મ કરવાની આજ્ઞા છે તે આજ્ઞામાં રહીને કર્મ કરવું છે એવી ઇચ્છા કરવી. કર્મના કાયદા પ્રમાણે અને નિયમ પ્રમાણે કર્મ કરવું પાર્વતી શ્રીમહાદેવની આજ્ઞામા રહીને કર્મ કરે છે તેવી જ રીતે મનુષ્યે નિયમ પ્રમાણે કર્મની આજ્ઞામા રહીને કર્મ કરવુ એ જ ઇચ્છા કરવી અજ્ઞામાં રહીને કર્મ કરવાની ઇચ્છા એ શ્રીપાર્વતીનુ સ્વરૂપ છે.

શ્રીમહાદેવની મરજી તે શ્રીપાર્વતીનુ કર્મ છે શ્રીમહાદેવને જે કર્મ કરવાની મરજી થાય તે કામ તરત પાર્વતી દેવી કરે છે પતિની મરજી તે જ પોનાનું કર્મ સમજે છે.

કર્મની મરજી પ્રમાણે કર્મ કરવાની ઇચ્છા કરવી. કર્મ પોતાની મરજી મુજબ થાય છે, પોતાના નિયમ છે પોતાના કાયદા છે અને પોતાની આજ્ઞા છે મરજી પણ કર્મની છે, કારણ કે જેવી રીતે કર્મ થવુ જોઇએ તેવી રીતે જ્યારે થાય છે ત્યારે જ તે કર્મ થાય છે અને તે કર્મનુ ફળ મળે છે જે પ્રમાણે કર્મ કરવુ જોઇએ તે પ્રમાણે કર્મ કરવુ. કર્મની મરજી, કર્મને જેમ કરવુ હોય તેમ કરવુ જેવી રીતે કર્મ કરવુ જોઇએ તેવી રીતે જ કર્મ કરવુ મનુષ્યની મરજી પ્રમાણે કર્મ થતું નથી, પણ કર્મની મરજી પ્રમાણે મનુષ્યને કર્મ કરવુ પડે છે કર્મ કરવુ હોય તો તે કર્મની મરજી પ્રમાણે કર્મ કરવાની ઇચ્છા કરવી મરજીરૂપ કર્મ જેવી રીતે કરવુ જોઇએ તેવી રીતે કરવુ કર્મની મરજી પ્રમાણે, તેના નિયમ અને કાયદા પ્રમાણે

તેની રીત રૂઢી અને રીવાજ પ્રમાણે, કર્મ કરવાથી જ કર્મ ફળ આપે છે.

શ્રીપાર્વતી આપતાં નથી. શ્રીપાર્વતી દેવી મનુષ્યને કર્મનુ ફળ આપી શકવા નથી કારણ કે આપવાવાળા પોતાના પતિ સમર્થ દેવ છે અને સર્વને આપે છે શ્રીપાર્વતી પાસે રહીને પોતાના પતિ શ્રીમહાદેવ પાસે મનુષ્યને કર્મનુ ફળ અપાવે છે.

ઇચ્છા શ્રીપાર્વતીનુ સ્વરૂપ છે ઇચ્છા આપી શકતી નથી પણ અપાવી શકે છે ફળ આપવાવાળુ કર્મ સમર્થ છે અને સર્વને કર્મનુ ફળ મળે છે ઇચ્છા કરવાથી કાંઇ મળી શકતુ નથી, પણ ઇચ્છા કરીને કર્મ કરવાથી તે કર્મને પાર મળે છે ઇચ્છાથી કામ થાય છે અને તે કામ પાર પડે છે, કર્મ પુરૂ થાય છે અને ફળ મળે છે ઇચ્છાથી કરેલુ કર્મ ફળ આપે છે કર્મ કરવાની ઇચ્છા કરીને તે કર્મ પુરૂ કરવુ ઇચ્છા કર્મની પાસેથી ફળ અપાવે છે. ઇચ્છા આપી શકતી નથી કારણ કે આપવાવાળા તો કર્મના કામ છે ઇચ્છાથી જ્યારે કર્મ કરે છે ત્યારે જ તેની ઇચ્છા પાર પામે છે. શ્રીપાર્વતી શ્રીમહાદેવ પાસે કર્મનો પાર અપાવે છે અને ઇચ્છા કર્મની પાસેથી ફળ અપાવે છે.

પાર્વતી મનુષ્ય અને તેના કર્મની વચ્ચે આરપાર રહે છે. મનુષ્ય અને કર્મની વચ્ચે દોરાની જેમ રહે છે, તેથી મનુષ્યની નજર પોતાના કર્મમા રહે છે દૃષ્ટિ કર્મમા રહે છે મનુષ્યની નેમ કર્મ કરવામા રહે છે મનુષ્ય કર્મ કરવા તરફ નજર રાખે છે. કર્મ અને મનુષ્યની વચ્ચે શ્રીપાર્વતી અધ્યાત્મ દોરીરૂપે (દૃષ્ટીરૂપે, નજરરૂપે) રહે છે મનુષ્યની નજર કર્મમા હોય છે તેથી કર્મ જલદી થાય છે અને તે કર્મનો પાર આવે છે કર્મમા નજર અથવા નેમ રાખીને કરવાથી શ્રીપાર્વતી દેવી પાર પાડે છે નેમ અથવા નજર રાખીને કર્મ કરવાથી કર્મ પુરૂ થાય છે.

ઇચ્છા પણ મનુષ્ય અને કર્મની વચ્ચે દોરાની જેમ રહે છે કર્મ અને મનુષ્ય આ બેની વચમાં ઇચ્છા રહે છે મનુષ્યને કર્મ કરવાની ઇચ્છા થાય છે ત્યારે જ કર્મ કરે છે. ઇચ્છા વગર મનુષ્ય અથવા કર્મ, કાંઈ કરી શકતું નથી. ઇચ્છા અદૃષ્ય રહે છે અને મનુષ્ય અને કર્મની વચ્ચે શ્રીપાર્વતીની જેમ દોરારૂપ રહે છે. દોરારૂપ રહીને મનુષ્યને અને કર્મને એક કરે છે એટલે તે મનુષ્ય તે કર્મ કરે છે. કર્મ કરે છે ત્યારે મનુષ્ય અને કર્મ બન્ને એકરૂપ થઇ જાય છે

શ્રીમહાદેવ પિતારૂપ છે પૃથ્વી ઉપર મનુષ્યના બાપરૂપ શ્રીમહાદેવ છે, અને પિતારૂપે મનુષ્યને ફળ આપે છે પિતા પુત્રને બધુ આપે છે, લાડ લડાવે છે, સુખ ભોગવાવે છે અને જે જોઇએ તે પિતા આપે છે પિતાની પાસે માગવુ પડે છે તેવી જ રીતે શ્રીમહાદેવ પાસે માગવુ જ પડે છે સમર્થ દેવ છે અને પુત્રને ફળ આપે છે.

કર્મ પીતારૂપ છે પૃથ્વી ઉપર કર્મ બાપરૂપ છે. અને કર્મ બાપરૂપે ફળ આપે છે કર્મ પોતાના પુત્રને બધુ આપે છે કર્મ ફળ આપે છે તેમાથી તેના છોકરા લાડ લાડે છે, સુખ ભોગવે છે અને જે કરવુ હોય તે કરે છે કર્મ બાપરૂપ જ રહે છે કર્મ બાપની જેમ ઉત્પન્ન કરે છે, રક્ષણ કરે છે, પોષણ કરે છે, અને બાપની જેમ ફળ આપે છે

શ્રીપાર્વતી માતારૂપ છે શ્રીપાર્વતી જગમાતા છે, પૃથ્વી ઉપર સર્વ મનુષ્યની માતાનુ સ્વરૂપ છે પાર્વતી શ્રીમહાદેવના પત્ની છે અને મનુષ્યના માતુશ્રી સ્વરૂપ છે. માતાની જેમ પુત્રને લાડ લડાવે છે, ખવડાવે છે, પહેરાવે છે, ફેરવે છે, અને સર્વસ્વ આપે છે પોતાના પુત્રના કર્મમા અદૃષ્ય રીતે રહીને પુત્રનુ કામ પાર પાડી આપે છે. શ્રીમહાદેવ પિતા આપે છે અને માતા શ્રીપાર્વતી અપાવે છે.

ઇચ્છા પણ માતાનુ સ્વરૂપ છે પૃથ્વી ઉપર ઇચ્છા પણ જગ માતાની જેમ કાયમ રહે છે કારણ કે ઇચ્છા કર્મપત્ની છે અને

મનુષ્યની માતા છે મનુષ્ય કર્મ અને ઇચ્છાનો પુત્ર છે. કર્મ અને ઇચ્છા બન્ને જ્યારે એક થાય છે ત્યારે કર્મ કરવા વાસ્તે મનુષ્યનો જન્મ થાય છે. ઇચ્છાને લીધે મનુષ્ય કર્મ કરવાને જન્મ ધરે છે ફળ મળે તેવા કર્મ કરવાની જ્યારે ઇચ્છા થાય છે, ત્યારે મનુષ્ય કર્મ કરવાને જન્મ ધરીને ફળ મેળવવાનું કર્મ કરે છે કર્મ અને કર્મ કરવાની ઇચ્છા બન્નેના એક થઈ જવાથી જ મનુષ્યને કર્મ કરવાને માટે જન્મ લેવો પડે છે કર્મ અને ઇચ્છા એક થાય છે ત્યારે કર્મ કરવા વાસ્તે મનુષ્ય જન્મે છે, કર્મ કરવામા નવો જન્મ પામેલાની જેમ રહે છે કર્મમા અજ્ઞાન અને બાળકના જેવો રહે છે, અને કર્મ કરવામા નવા મનુષ્ય તરીકે ઓળખાય છે ઇચ્છા બાળકરૂપ મનુષ્ય પાસે કર્મ કરાવે છે મનુષ્ય ઇચ્છાથી કર્મ કરે છે ઇચ્છા માતારૂપે રહીને પુત્રને બધુ શીખવે છે, અને પુત્રની પાસે કર્મ કરાવે છે ઇચ્છાથી મનુષ્ય કર્મ કરતા શીખે છે અને કર્મ કરે છે ઇચ્છા માતારૂપ છે, કર્મ પિતારૂપ છે અને કર્મ કરનાર ઇચ્છા અને કર્મનો પુત્રરૂપ છે. પાર્વતી કામનો પાર લાવે છે, કામનો પાર અપાવે છે ત્યારે શ્રીમહાદેવ પુત્રને ફળ આપે છે તેવી જ રીતે ઇચ્છા કામનો છેડો લાવે છે ઇચ્છાથી કામ પુરૂ થાય છે, ત્યારે મહાદેવરૂપ કર્મ કામનુ ફળ આપે છે પિતા આપે છે, માતા અપાવે છે, અને કર્મ કરનાર પુત્ર કર્મ કરીને ફળ મેળવે છે પૃથ્વી ઉપર મનુષ્યના માતા પિતારૂપ શ્રીમહાદેવ અને પાર્વતી છે અને અધ્યાત્મ કર્મમાર્ગમાં મનુષ્યના માતા પિતારૂપ કર્મ અને તેની ઇચ્છા છે

મનુષ્યે કર્મ કરવામા પુત્રરૂપે રહેવુ પુત્રરૂપે રહીને કર્મ કરવાથી પિતાની જેમ કર્મ ફળ આપે છે શ્રીપાર્વતી માતારૂપે પુત્રના કર્મનો પાર લાવે છે, અને કામ પુરૂ કરીને શ્રીમહાદેવ પાસે ફળ અપાવે છે

શ્રીમહાદેવ પાર્વતીના પુત્ર થઇને કામ કરવુ કર્મ અને કર્મ કરવાની ઇચ્છાથીજ મનુષ્યનો કર્મ કરવાને માટે જન્મ થાય છે

કર્મ કરવાની ઇચ્છાથીજ મનુષ્ય કર્મમાર્ગમા જન્મ લે છે અને કર્મ કરીને માબાપ પાસેથી ફળ મેળવે છે, માટે કર્મ અને કર્મ કરવાની ઇચ્છાથી જ કર્મ કરવું. કર્મ અને તે કરવાની ઇચ્છાના પુત્ર થઈને કામ કરવુ

શ્રીમહાદેવ–પાર્વતીના પુત્રનું નામ ગણપતિ છે. ગણપતિ શ્રીમહાદેવના પુત્ર છે પિતાનું વરદાન પામેલા છે તેથી ગણપતિ પૃથ્વી ઉપર દેવની જેમ રહે છે અને મનુષ્યોને ફળ આપે છે મનુષ્ય કર્મમા વિઘ્ન આવે છે તે શ્રીગણપતિ દૂર કરે છે શ્રીગણપતિ વિઘ્ન હરતા દેવ છે, શ્રીમહાદેવના પુત્ર છે કર્મમા વિઘ્ન આવવા દેતા નથી, અને કર્મ પુરૂ કરવામા સહાય કરે છે

શ્રીગણપતિનું પ્રથમ પૂજન કરવું એવી શ્રીમહાદેવની મનુષ્ય માત્રને આજ્ઞા છે, માટે દરેક મનુષ્યે શ્રીગણપતિનુ ધ્યાન ધરવુ, અને અધ્યાત્મ સ્વરૂપે તેના જેવા થઈને કર્મ કરવું તેમ કરવાથી કર્મમા વિઘ્ન આવશે નહીં, કર્મ સપૂર્ણ થશે અને ધારેલુ ફળ મળશે. દરેક મનુષ્યે શ્રીગણપતિની સેવા પૂજા કરવી, તેનુ ધ્યાન ધરવુ અને તેના જેવા રહીને કર્મમાર્ગમા કર્મ કરવુ

---

## શ્રીગણપતિ સ્વરૂપ

### કેવું છે?



# STAR of INDIA

# હિંદનો તારો

## શ્રીગણપતિ દેવનું અધ્યાત્મ સ્વરૂપ

—☆☆☆☆☆☆—

પૃથ્વી ઉપર મનુષ્ય માત્રને કર્મમાં મદદ કરીને અને તેમના
કર્મમાં વિઘ્ન આવે તેને દૂર કરીને મનુષ્યને ફળ
અપાવીને તેમના કર્મમાથી તારનાર
સમર્થ દેવનુ અધ્યાત્મ સ્વરૂપ



રિદ્ધિ   શ્રી ગણપતિદેવનું અધ્યાત્મ સ્વરૂપ   સિદ્ધિ

ૐ

શ્રીગણેશાય નમઃ

# શ્રીગણપતિનું અધ્યાત્મ સ્વરૂપ



## જ્ઞાનમાર્ગ

મનુષ્ય! તું શ્રીગણુપતિદેવનો ભક્ત થા શ્રીગણુપતિને દેવની જેમ જાણીને તેમની સેવા પૂજા કર અને તેમનુ ધ્યાન ધર શ્રીગણુ-પતિનું ધ્યાન ધરીને અને અધ્યાત્મ સ્વરૂપે તેના જેવા થઇને પછી જે તારે કર્મ કરવુ હોય તે કર્મ કર. શ્રીગણુપતિદેવની સેવા પૂજા કરવાથી અને તેના અધ્યાત્મ સ્વરૂપનુ ધ્યાન ધરીને કર્મ કરવાથી કર્મ પુરૂ થાય છે અને ફળ મળે છે શ્રીગણુપતિદેવ પોતાના ભક્તને સહાય કરે છે (મદદ કરે છે) અને કર્મ પુરૂ કરાવીને ફળ અપાવે છે

---

## કારણુ?

કારણુ કે શ્રીગણુપતિ દેવ છે, મનુષ્યને કર્મ કરવામા મદદ કરે છે, કર્મમાં વિઘ્ન આવે છે તેને દૂર કરીને કર્મ સપૂર્ણું કરાવે છે અને તેને ફળ અપાવે છે મનુષ્યનુ કર્મ જ્યારે પુરૂ થાય છે અને તેને પુરા થયેલા કર્મનુ ફળ મળે છે ત્યારે તે મનુષ્ય પોતાના કર્મ કરવા-માથી તરી જાય છે. પૃથ્વી ઉપર મનુષ્ય માત્રને તેના કર્મમાંથી તારનાર સમર્થ રૂપે શ્રીગણુપતિ દેવ જ છે, જેની સેવા પૂજા વિગેરે દેવ પુરૂષોએ પણ કરી છે અને હજી પણ શ્રીગણુપતિ દેવ પૃથ્વી ઉપર પૂજાય છે.

ગણુપતિ શ્રીમહાદેવના (શ્રીપાર્વતીના જ) પુત્ર છે અને પૃથ્વી ઉપર પિતાનું વરદાન મેળવીને દેવરૂપે કાયમ રહેલા છે પિતાનું વરદાન મેળવેલુ છે, તેથી શ્રીગણુપતિદેવ પૃથ્વી ઉપર રહીને મનુષ્યને કર્મમાં મદદ કરે છે, તેના કર્મમાં આવતા વિઘ્નોને દૂર કરે છે અને તેનુ કર્મ સંપૂર્ણ કરાવે છે જ્યારે મનુષ્યનું કર્મ પુરૂ થાય છે ત્યારે તે મનુષ્યને પોતાના કર્મનુ ફળ મળે છે અને તે ફળ મનુષ્ય ભોગવે છે

શ્રીગણુપતિદેવ પૃથ્વી ઉપર તારાની જેમ કાયમ રહેલા છે. જે મનુષ્યો શ્રીગણુપતિને દેવની જેમ જાણે છે અને તેમની સેવા પૂજા કરે છે, તેમને શ્રીગણુપતિદેવ અદૃશ્ય રૂપે રહીને તેમના કર્મમા મદદ કરે છે, તેમના કર્મમાથી વિઘ્નને દૂર કરે છે અને તેમને ફળ અપાવીને કર્મ કરવામાંથી તારે છે.

મનુષ્યના કર્મમાં વિઘ્ન આવે છે જ. વિઘ્ન આવવાથી મનુષ્ય કર્મ કરી શકતા નથી, તેથી તેમના કર્મ બગડે છે અને તેમને ફળ મળતુ નથી મનુષ્યને કર્મનુ ફળ મળતું નથી તેથી મનુષ્ય કર્મમા ડુબેલા રહે છે અને દુ ખી રહે છે શ્રીગણુપતિદેવ પોતાના ભક્તને સહાય કરે છે. જે મનુષ્ય શ્રીગણુપતિને દેવની જેમ જાણીને તેમની સેવા પૂજા કરે છે અને તેમના અધ્યાત્મ સ્વરૂપનુ ધ્યાન ધરીને કર્મ કરે છે, તેમને શ્રીગણુપતિદેવ સહાય (મદદ) કરે છે, તેમના કર્મમા વિઘ્ન આવે છે તેને દૂર કરે છે અને તેમનું કર્મ સંપૂર્ણ કરાવીને ફળ અપાવે છે મનુષ્યને જ્યારે પોતાના કરેલા કર્મનું ફળ મળે છે ત્યારે તે મનુષ્ય પોતાના કર્મમાંથી તરી જાય છે અને સુખ ભોગવે છે.

મનુષ્ય ! તારે કર્મ કરવું જ પડશે. તું જે કર્મ કરીશ તે કર્મમાં વિઘ્ન આવશે જ વિઘ્ન આવવાથી તારાથી તારૂ કર્મ પુરૂ થઈ શકશે નહીં અને તે કર્મનુ ફળ મળશે નહીં, તેથી તુ તારા પોતાના કર્મમાં ડુબેલા જેવો જ રહીશ અને દુ:ખ ભોગવીશ. જો

તારે તારૂં કર્મ સંપૂર્ણ કરવું હોય અને તેમાથી તારે ફળ મેળવવુ હોય, તો તું શ્રીગણુપતિદેવનો ભક્ત થા. શ્રીગણુપતિદેવની સેવા પૂજા કર અને તેમના અધ્યાત્મ સ્વરૂપનું ધ્યાન કરીને કર્મ કર. શ્રીગણુપતિદેવ વિઘ્ન હર્તા દેવ છે, તેથી તારા કર્મમા વિઘ્ન આવશે તેને દૂર કરશે અને તારા કર્મમા તને સપૂર્ણ મદદ કરીને તારૂ કર્મ પુરૂ કરાવીને તને ફળ અપાવશે જ્યારે તને તારા કર્મનું ફળ મળશે, ત્યારે તું તારા પોતાના કર્મમાંથી તરી જઇશ અને પૃથ્વી ઉપર રહીને સુખ ભોગવીશ. શ્રીગણુપતિદેવ મનુષ્યના કર્મમાથી વિઘ્નને દૂર કરે છે અને કર્મમા મદદ કરે છે, માટે તું શ્રીગણુપતિદેવ-નો જ ભક્ત થા.

શ્રીગણુપતિદેવ આત્મસ્વરૂપ છે અને બ્રહ્મરૂપ છે. શ્રીગણુપતિદેવ સત્ય સ્વરૂપ છે અને પૃથ્વી ઉપર હમેશા (નિત્ય) કાયમનું રૂપ છે. શ્રીગણુપતિદેવ આત્મસ્વરૂપ શ્રીમહાદેવના પુત્ર છે અને પિતાની જેમ આત્મસ્વરૂપે પૃથ્વી ઉપર કાયમ રહે છે. શ્રીપિતાએ વરદાન આપ્યુ છે તેથી શ્રીગણુપતિદેવ પોતાના ભક્તને મદદ કરે છે, તેમના કર્મમા વિઘ્ન આવે છે તેને દૂર કરે છે અને તેમનું કર્મ પુરૂ કરાવે છે. શ્રીગણુપતિદેવને પિતાનું વરદાન મળ્યુ છે અને શ્રીપિતાની આજ્ઞા છે, તેથી પૃથ્વી ઉપર અદૃશ્યરૂપે રહીને મનુષ્યને કર્મમા મદદ કરે છે અને તેમનુ કર્મ પુરૂ કરાવીને (શ્રીપિતાજીની પાસેથી, શ્રીમ-હાદેવ પાસેથી) તેમને ફળ અપાવે છે

---

## શ્રીપિતાની આજ્ઞા

શ્રીમહાદેવે ગણુપતિને કહ્યુ છે કે.—

"પુત્ર તારૂં કર્મ સહાય કરવાનું છે અને વિઘ્નને દૂર કરવાનું છે. મદદ (સહાય) કરવી અને વિઘ્ન હરવાં તે જ તારૂ કર્મ છે, તેથી તુ કર્મ કરવામા સહાય (મદદ) કરે છે અને કર્મમા વિઘ્ન આવે છે

તેને તું દૂર કરે છે, માટે તારે પૃથ્વી ઉપર અધ્યાત્મ સ્વરૂપે દેવરૂપથી રહેવુ અને મનુષ્યોને કર્મમા સહાય ( મદદ ) કરવી, તેમના કર્મમા વિઘ્ન આવે તેને દૂર કરવા અને તેમનું કર્મ પુરૂં કરાવવુ. મારા ભક્તો તારી સેવા કરશે, પૂજા કરશે અને તારૂ ધ્યાન ધરશે, કારણ કે જ્યારે મારા ભક્તો (કર્મ કરનારા મનુષ્યો) મારી પૂજા કરે છે (કર્મ કરે છે), ત્યારે તેમના કર્મમા વિઘ્ન આવે છે, તેથી તેઓ મારી પૂજા કરી શકતા નથી (કર્મ કરી શકતા નથી) અને તેથી હું તેમને મારી પૂજાનુ (કરેલા કર્મનું) ફળ આપી શકતો નથી. મારા ભક્તો (કર્મ કરનારા)ના કર્મ વિઘ્ન આવવાથી બગડે છે અને તેમને ફળ મળતુ નથી તેથી તેઓ પૃથ્વી ઉપર રહીને દુ ખ ભોગવે છે.

મારા ભક્તો (કર્મ કરનારા મનુષ્યો)ને મેં આજ્ઞા આપી છે કે જે ભક્ત મારી પૂજા કરવા પહેલા (કર્મ કરવા પહેલા) પ્રથમ શ્રીગણપતિદેવની સેવા પૂજા વિગેરે કરશે તેને હું પ્રસન્ન થઈને સારૂ ફળ આપીશ, માટે દરેક મનુષ્યે પ્રથમ શ્રીગણપિતદેવની પૂજા વિગેરે કરીને પછી મારી પૂજા કરવી જ્ઞાનરૂપે મનુષ્યોને આજ્ઞા આપી છે અને કોઈ પણ કર્મ કરવા પહેલા પ્રથમ શ્રીગણપતિદેવનું પૂજન કરવુ એમ શાસ્ત્રમા પણ ઉપદેશરૂપે સમજાવ્યુ છે ”

---

## વરદાન

શ્રીમહાદેવે ગણપતિને વરદાન આપ્યું છે.

“શ્રીમહાદેવે પ્રસન્ન થઇને ગણપતિને વરદાન આપ્યું છે કે પૃથ્વી ઉપર પ્રથમ તારી સેવા પૂજા થશે અને પછી મારી સેવા પૂજા થશે. જે મનુષ્ય કર્મ કરવા પહેલા પ્રથમ તારી સેવા પૂજા વિગેરે કરશે તે મનુષ્યના કર્મમા વિઘ્ન આવશે નહીં, તેના કર્મમા સહાય (મદદ) મળશે અને તેનુ કર્મ સંપૂર્ણ થશે જે મનુષ્યનુ કર્મ સપૂર્ણ થશે તે

ને હું ઇચ્છિત (માગેલું) ફળ આપીશ, માટે તારે પૃથ્વી ઉપર રહેવુ અને જે મનુષ્ય (ભક્ત) પ્રથમ તારી સેવા પૂજા વિગેરે ને તને પ્રસન્ન કરે તે મનુષ્યને તારે સહાય (મદદ) કરવી, કર્મમા વિઘ્ન આવે તેને દૂર કરવા અને કર્મ સપૂર્ણ કરાવવું. ારૂં કર્મ સહાય (મદદ) કરવાનું છે અને વિઘ્નને હરવાનું (દૂર ું) છે, માટે તારે પૃથ્વી ઉપર દેવરૂપે રહેવું અને મારા ભક્તોને સહાય કરવી." તું સહાયકરતા અને વિઘ્નહરતા દેવ છે.

મનુષ્યનું કર્મ જ્યારે સહાય (મદદ) મળવાથી અને વિઘ્ન જતા ી પુરૂં થાય છે, ત્યારે તે મનુષ્યને હું (શ્રીમહાદેવ) તેના કરેલા ફળ આપુ છુ.

"પૃથ્વી ઉપર મનુષ્યો કર્મ કરે છે, પણ જ્યારે મનુષ્યને કર્મ ા મદદ મળતી નથી અને કર્મ કરવામા વિઘ્ન આવે છે, ત્યારે તે નુ કર્મ પુરૂ થતું નથી અને તેથી તેનુ કર્મ બગડે છે બગડેલા અથવા બગાડી નાખેલા કર્મનુ અથવા અધુરા રહેલા કર્મનું ુષ્યને ફળ આપતો નથી, પણ જે મનુષ્ય કર્મ પુરૂ કરે છે હું ફળ આપુ છુ, માટે પૃથ્વી ઉપર મનુષ્યોને કર્મમા સહાય કરવા અને તેમના કર્મમા વિઘ્ન આવે તેને દૂર કરવાને માટે બધ્યાત્મ સ્વરૂપે રહેવુ અને મનુષ્યોને (ભક્તોને) મદદ કરવી તેમના કર્મમા વિઘ્ન આવે તેને દૂર કરવા"

શ્રીપિતાજીની (શ્રીમહાદેવની) આજ્ઞાથી શ્રીગણપતિદેવ પૃથ્વી આત્મસ્વરૂપે અને અદૃશ્ય રીતે કાયમ રહે છે અને મનુષ્યોને મદદ કરે છે શ્રીગણપતિદેવના અધ્યાત્મ સ્વરૂપનું વર્ણન જ્ઞાન સમજાવનારા પુસ્તકોમા અને ધર્મશાસ્ત્રોમા સ્પષ્ટ રીતે છે અને તે અધ્યાત્મ સ્વરૂપથી રહીને શ્રીગણપતિદેવ (દૃષ્ય પ્રત્યક્ષ રૂપે રહીને મનુષ્યોને દર્શન આપે છે. શ્રીગણપતિના

અધ્યાત્મ સ્વરૂપના વર્ણનવાળુ સ્વરૂપ દરેક મનુષ્ય જાણે છે, તેને ભજે છે, પૂજે છે અને માને છે શ્રીગણુપતિના ભકતો શ્રીગણુપતિને દેવરૂપ જાણે છે અને તેમની દેવના જેવી સેવા પૂજા કરે છે, કારણ કે શ્રીગણુપતિદેવ સહાય કરતા અને વીઘ્નહર્તા દેવ છે. શ્રીગણુપતિ દેવની સેવા પૂજા કરવાથી કર્મ કરવામા મદદ મળે છે અને વિઘ્ન વગરનું કર્મ પુરૂં થાય છે.

શ્રીગણુપતિનું અધ્યાત્મ સ્વરૂપ મનુષ્યને કર્મનું જ્ઞાન આપે છે અને જ્ઞાન મેળવીને કર્મ કરવાથી મનુષ્યને જ્ઞાનથી કર્મમાં મદદ મળે છે. જ્ઞાનથી મનુષ્ય સમજી શકે છે કે કર્મ કેમ કરવું, કેવી રીતે કરવું અને તે પુરૂં કરવાને માટે શું કરવું. જ્ઞાન મેળવીને અથવા સમજણ મેળવીને કર્મ કરવાથી તેમા જે વિઘ્ન આવે છે તે વિઘ્ન શ્રીગણુપતિદેવ દૂર કરે છે. વિઘ્નને દૂર કેમ કરવા અને કેવી રીતે કરવાં તે પણ શ્રીગણુપતિદેવ મનુષ્ય માત્રને પોતાના અધ્યાત્મ સ્વરૂપ ઉપરથી સમજાવે છે અને તેનાથી મનુષ્ય, પોતાના કર્મમા વિઘ્ન આવે છે તેને દૂર કરીને પોતાનું કર્મ પુરૂં કરે છે. શ્રીગણુપતિ દેવ પોતાના અધ્યાત્મ સ્વરૂપ ઉપરથી દરેક મનુષ્યને આત્મજ્ઞાનનો બોધ આપે છે. અને તે પ્રમાણે જ્યારે મનુષ્ય આત્મજ્ઞાનનો બોધ મેળવે છે, ત્યારે તેને પોતાના કર્મની પુરી સમજણ પડે છે, અને તેમા વિઘ્ન આવે તેને દૂર કેમ કરવા તે પણ સમજી શકે છે જ્ઞાન મેળવીને કર્મ કરવાથી કર્મ પુરૂ થાય છે અને તેથી મનુષ્યને (ઇચ્છીત) જે ફળ જોઈએ છે તે મળે છે. શ્રીગણુપતિદેવનું અધ્યાત્મ સ્વરૂપ અનંત જ્ઞાનથી ભરેલુ છે અને તેથી જ શ્રીગણુપતિદેવનું અધ્યાત્મ સ્વરૂપ પૃથ્વી ઉપર પૂજાય છે અને મનાય છે.

---

## શ્રીગણપતિદેવનું અધ્યાત્મ સ્વરૂપ

શ્રીગણપતિદેવનું આત્મસ્વરૂપ પૃથ્વી ઉપર દેખાતું નથી કારણ અદૃશ્ય રહે છે, પણ શ્રીગણપતિદેવનુ અધ્યાત્મ સ્વરૂપ પૃથ્વી પ્રત્યક્ષ રહે છે, તેથી તે સ્વરૂપના મનુષ્યો દર્શન કરે છે અને સેવા પૂજા કરે છે. શ્રીગણપતિદેવના અધ્યાત્મ સ્વરૂપની દેવની સેવા પૂજા કરવાથી શ્રીગણપતિદેવ આત્મરૂપે અને અદૃષ્ય પોતાના ભક્તોને સહાય કરે છે, તેમના કર્મમા વિઘ્ન આવે છે દૂર કરે છે અને તેમનું કર્મ પુરૂ કરાવીને ફળ અપાવે છે ણુપતિદેવનું અધ્યાત્મ સ્વરૂપ મનુષ્યોનું કલ્યાણ કરવાને માટે l ઉપર મૂર્તિરૂપે પ્રત્યક્ષ અને કાયમ રહેલુ છે અને તે જ પના મનુષ્યોને દર્શન થાય છે

આત્મજ્ઞાન સમજાવનારા પવિત્ર પુસ્તકોમાં શ્રીગણપતિદેવના ત્મ સ્વરૂપનુ વર્ણન નીચે પ્રમાણે આપ્યું છે.

---

## ગણપતિ સ્વરૂપ

"શ્રીગણપતિદેવનું શરીર મનુષ્યના આકારનું છે અને શ્રીગણ-વનું મુખ (મોઢુ) હાથીના મોઢાના આકારનું છે. હાથીના ના જેવું શ્રીગણપતિદેવનુ માથુ પણ મોટું છે તેથી શ્રીગણપતિ- ı મોઢાનો તથા માથાનો દેખાવ હાથીના જેવો મોટો રહે શ્રીગણપતિદેવના હાથીરૂપ મોઢા ઉપર હાથીના જેવી શુંઢ છે શુંઢ ઉપર બહાર દેખાતા દાંત (દંતશૂળ) છે. શ્રીગણપતિદેવનું મહુ મોટું છે અને તેથી તે દુંદવાળા દેવરૂપે પૃથ્વી ઉપર ઓળ-છે. શ્રીગણપતિના કાન પણ હાથીના કાન જેવા મોટા છે તે કાન હાથીની જેમ ઘડીએ ઘડીએ હલાવ્યા કરે છે.

શ્રીગણુપતિદેવને બે (પત્નીઓ) સ્ત્રીઓ છે તેમાં પ્રથમ સ્ત્રીનું નામ રિદ્ધિ છે અને બીજી સ્ત્રીનુ નામ સિદ્ધિ છે. રિદ્ધિ અને સિદ્ધિ બન્ને શ્રીગણુપતિદેવની પત્નીઓ (સ્ત્રીઓ) છે અને પતિનીજ સેવા પૂજા તથા પતિનાજ કર્મ કરે છે બન્ને સ્ત્રીઓ રિદ્ધિ અને સિદ્ધિ પોતાના પતિની આજ્ઞાથી મનુષ્યોને કર્મમાં મદદ કરે છે અને પૃથ્વી ઉપર અદૃશ્ય રૂપે રહીને પોતાના પતિની પાસે જ રહે છે.

શ્રીગણુપતિદેવનું શરીર બહુ મોટુ અને બહુ ભારી છે તેથી તેમનાથી પોતાના ભક્તના કર્મમા મદદ કરવાને સારૂ ચાલીને જવાતું નથી તેથી પોતાના ભક્તને મદદ કરવાને જવા તથા આવવા સારૂ વાહન રાખવું પડે છે. વાહન વગર શ્રીગણુપતિદેવ કયાંઈ જઇ શકતા નથી અને પોતાના ભક્તના કર્મમા કોઈ પણ જાતની મદદ કરી શકતા નથી. વાહનની મદદથી શ્રીગણુપતિદેવ જ્યા જવું આવવું હોય ત્યાં જાય છે, આવે છે અને પોતાના ભક્તના કર્મમા મદદ કરે છે શ્રીગણુપતિદેવનુ વાહન ઉંદરનું છે. શ્રીગણુપતિદેવ ઉંદરને પોતાનુ વાહન બનાવીને અને તેના ઉપર બેસીને કર્મ કરે છે. ઉંદર શ્રીગણુપતિદેવના વાહનનુ રૂપ છે તેથી પૃથ્વી ઉપર ઉંદર પણ શ્રીગણુપતિની સાથે પૂજાય છે."

ઉપર બતાવેલા અધ્યાત્મ સ્વરૂપથી રહીને શ્રીગણુપતિદેવ પાટલા ઉપર આસન વાળીને બેસે છે અને પોતાના ભક્તની પૂજા લે છે અને તેને પ્રસન્ન થઇને ફળ આપે છે. (કર્મમા મદદ કરે છે)

શ્રીગણુપતિદેવનુ અધ્યાત્મ સ્વરૂપ મનુષ્યના શરીરના આકારનું, હાથીના જેવા મોઢાવાળુ તથા તેના જેવા માથાવાળું, મોઢા ઉપર હાથીની જેમ શુંઢવાળું અને શુંઢ ઉપર બહાર દેખાતા દાંતવાળુ તથા મોટા કાનવાળુ અને મોટા પેટવાળુ છે હાથી સ્વરૂપે મનુષ્યાકારથી રહીને પાટલા ઉપર આસન વાળીને બેસે છે અને મનુષ્યોને (ભકતોને) કર્મમાં મદદ કરે છે.

શ્રીગણુપતિદેવના અધ્યાત્મ સ્વરૂપનો આકાર હાથી સ્વરૂપ છે.
પતિદેવને બે સ્ત્રીઓ (પત્નીઓ) છે અને પોતાને જવા આવ-
વાહનરૂપે ઉંદરને રાખે છે. શ્રીગણુપતિનુ અધ્યાત્મ સ્વરૂપ
ને જ્ઞાન આપે છે અને તેમનું કલ્યાણુ કરે છે. શ્રીગણુપતિ-
અધ્યાત્મ સ્વરૂપની સેવા પૂજા કરવાથી શ્રીગણુપતિદેવ
થઈને મનુષ્યને જ્ઞાન આપે છે, જ્ઞાન સજાવે છે, કર્મ કરાવે
ને કર્મમા વિઘ્ન આવે છે તેને દૂર કરાવે છે, તેથી ધર્મશાસ્ત્રોમાં
મનુષ્યને આજ્ઞા આપી છે કે દરેક મનુષ્યે કર્મ કરવા પહેલા
શ્રીગણુપતિદેવનુ પૂજન કરવું.

---

## ધર્મ આજ્ઞા

પૃથ્વી ઉપર દરેક મનુષ્યને ધર્મશાસ્ત્ર શીખવે છે, જ્ઞાન આપે
ને ઉપદેશ આપે છે કે, કર્મના કર્ત્તાએ પ્રથમ શ્રીગણુપતિદેવનું
કરવું અને પછી જે પોતાને કરવાનું કર્મ હોય તે કરવું.
સ્ત્ર આજ્ઞા કરે છે કે કર્ત્તાએ પોતાના દરેક કર્મમા પ્રથમ શ્રીગણુ-
વની પૂજા કરીને અને અધ્યાત્મ સ્વરૂપે શ્રીગણુપતિના જેવા થઈને
કરવુ, તેમ કરવાથી કર્મ પુરૂ થશે અને ફળ મળશે.

---

## કર્ત્તા

પૃથ્વી ઉપર દરેક મનુષ્ય કર્મ કરે છે. જ્યારે મનુષ્ય કર્મ કરે
રે તે મનુષ્ય કર્મ કરનાર રૂપે ઓળખાય છે. મનુષ્ય જે કર્મ
તે કર્મના કરનારા રૂપે કર્ત્તા ગણાય છે. મનુષ્ય (કર્મ કરનાર)
પે જ્યારે રહીને કર્મ કરે છે ત્યારે જ તે મનુષ્ય કર્મ કરી શકે
ને તેથી ધર્મશાસ્ત્રમાં આજ્ઞા આપી છે કે કર્ત્તાએ પોતાના કર્મ

કરવા પહેલા પ્રથમ શ્રીગણુપતિદેવનું જ પૂજન કરવું અને પછી કર્મ કરવુ. કર્મના કર્ત્તાએ પ્રથમ શ્રીગણુપતિદેવનુ પૂજન કરવું અને અધ્યાત્મ સ્વરૂપે તેના જેવા થઇને કર્મ કરવુ. મનુષ્ય જ્યારે જ્ઞાનથી અને સમજણુથી શ્રીગણુપતિના અધ્યાત્મ સ્વરૂપવાળા રહીને કર્મ કરે છે ત્યારે જ તે મનુષ્યને પોતાના કર્મની પુરી સમજણુ મળે છે અને કર્મ કેમ કરવું, કયા કરવુ, તે કરવાને શું કરવું વિગેરેનું જ્ઞાન થાય છે. મનુષ્ય જ્યારે કર્મની પુરી સમજણુ મેળવીને કર્મ કરે છે ત્યારે જ તે મનુષ્યનું કર્મ થાય છે અને તેને ફળ મળે છે શ્રીગણુપતિદેવની મદદ મેળવીને મનુષ્ય જ્યારે કર્મ કરે છે ત્યારે તેના કર્મમાં વિઘ્ન પણુ આવતાં નથી, કારણુ કે કર્મમા વિઘ્ન આવે તેવુ મનુષ્ય કરતો નથી અને કદાપિ કોઈ વિઘ્ન આવે છે તો તેને જ્ઞાનથી અને સમજણુથી દૂર કરે છે. માટે કર્ત્તાએ કર્મ કરવા પહેલા પ્રથમ શ્રીગણુપતિદેવની સેવા પૂજા કરવી જ, એવી ધર્મશાસ્ત્રમા આજ્ઞા છે અને શ્રીગણુપિતનું ધ્યાન ધરીને કર્મ કરવું એમ સમજણુરૂપે સમજાવ્યું છે.

કર્ત્તા–કર્મનો કરનાર તે જ કર્ત્તા. કર્મ કરનાર કર્મ કરે છે તે જ કર્મનો કર્ત્તા છે, કારણુ કે કર્મનો કરનાર અને કર્ત્તાનું બન્નેનું રૂપ એક જ છે અને તે મનુષ્ય છે. મનુષ્ય કર્મનો કર્ત્તા (કર્મનો કરનારો) છે.



ॐ

શ્રીગણેશાય નમઃ

# શ્રીગણપતિનું અધ્યાત્મ સ્વરૂપ



## કર્મમાર્ગ

પૃથ્વી ઉપર હરેક મનુષ્યને સંસારમાં અને વહેવારમાં કર્મ કરવાનાં છે, કારણ કે કર્મ કરવા વગર કોઈ પણ મનુષ્યથી સંસારમાં અને વહેવારમાં રહી શકાતું નથી. સંસારમાં અને વહેવારમાં શુભ અને અશુભ કર્મ થાય છે તેથી મનુષ્ય સારા પ્રસંગના (શુભ) અને માઠા પ્રસંગના (અશુભ) કર્મ કરે છે. મનુષ્યને કર્મ તો કરવું જ પડે છે તેથી તે મનુષ્ય કોઈ પ્રસંગે (શુભ કર્મ) સારા પ્રસંગનું કર્મ કરે છે અને કોઈ પ્રસંગે (અશુભ કર્મ) માઠા પ્રસંગનું કર્મ પણ તેને કરવું પડે છે હરેક મનુષ્યને શુભ અને અશુભ કર્મ કરવા પડે છે અને તેથી જ મનુષ્ય પૃથ્વી ઉપર સંસારમા અને વહેવારમાં રહીને સારા પ્રસંગના અને માઠા પ્રસંગનાં કર્મ કરે છે.

મનુષ્યને કોઈ વખત સારા પ્રસંગનું (શુભ) કર્મ કરવું પડે છે તેથી તે મનુષ્ય કર્મ કરે છે. મનુષ્ય કર્મ કરે છે પણ તેમા તેને મદદ મળતી નથી (સહાય મળતી નથી) તેથી તેના કર્મમા વિઘ્ન આવે છે. વિઘ્ન આવવાથી કર્મ થતું નથી, વિઘ્ન આવવાથી મનુષ્ય કર્મ કરી શકતો નથી તેથી કર્મ બગડે છે અને ફળ મળતું નથી. મનુષ્યને જ્યારે સારા પ્રસંગના કરેલાં કર્મનું ફળ મળતું નથી, ત્યારે તે

મનુષ્ય દુઃખમાં ડુબેલો રહે છે અને ફળ મળતું નથી તેથી દુઃખી રહે છે મનુષ્યને સારા પ્રસગનું કર્મ કરવું છે અને તે કર્મનું સારૂં ફળ મેળવવુ છે પણ મદદ વગર અને વિઘ્ન આવવાથી કર્મ બગડે છે તેથી જેવું જોઇએ તેવું કર્મ થતું નથી અને તેનું ફળ મળતું નથી.

મનુષ્યને કોઈ વખત માઠા પ્રસગનું (અશુભ) કર્મ પણ કરવું પડે છે તેથી તે મનુષ્ય માઠા પ્રસંગનું કર્મ પણ કરે છે મનુષ્યને માઠા પ્રસંગના કર્મમા પણ મદદ (સહાય)ની જરૂર રહે છે કારણ કે કર્મમાં મદદ મેળવ્યા વગર (સહાય લીધા વગર) તેનાથી કર્મ થતું નથી. માઠા પ્રસંગના કર્મમા પણ વિઘ્ન આવે છે અને તેથી તે માઠા પ્રસંગનું કર્મ પણ બગડે છે કર્મમા વિઘ્ન આવે છે તેથી કર્મ જેવુ જોઇએ તેવું થતું નથી અને તે કર્મનું જેવુ જોઇએ તેવું ફળ મળતું નથી

મનુષ્યને દરેક કર્મમાં વિઘ્ન આવે છે જ. શુભ અને અશુભ એક પણ કર્મ વિઘ્ન વગરનું છે જ નહીં. વિઘ્ન આવવાથી કર્મ બગડે છે, તે કર્મ થતું નથી અને તેનું ફળ મળતું નથી. વિઘ્ન આવવાથી મનુષ્યથી કર્મ થઈ શકતુ નથી અને તે કર્મ બગડે છે, તેનું ફળ મળતું નથી તેથી મનુષ્યને દુ ખ થાય છે.

મનુષ્ય! તારે પણ સંસારમા અને વહેવારમા સારા પ્રસંગનાં (શુભ) અને માઠા પ્રસંગના (અશુભ) કર્મ કરવા પડે છે તેથી તું પ્રસંગે રહીને કર્મ કરે છે. તારા કર્મમા વિઘ્ન આવે છે તેથી તારૂં કર્મ બગડે છે અને થતું નથી તારૂ કર્મ થતું નથી તેથી તને તારા કર્મનુ ફળ પણ મળતું નથી એટલે તું દુઃખમાં ડુબેલો રહે છે અને દુઃખી રહે છે.

મનુષ્ય! જ્યારે તું શુભ (સારા પ્રસંગનું) અથવા અશુભ (માઠા પ્રસગનું) કર્મ કરે ત્યારે પ્રથમ તારે શ્રીગણપતિદેવની સેવા પૂજા કરવી અને તેનું ધ્યાન ધરવું. ધ્યાન ધરીને તેના રૂપ જેવા

જ્ઞાનથી થવું અને પછી કર્મ કરવું. ધ્યાન ધરીને અને તેના જેવા થઇને કર્મ કરવાથી કર્મમા મદદ મળે છે, કર્મમા વિઘ્ન આવે છે તે દૂર થાય છે અને તે કર્મનું જેવું જોઇએ તેવુ ફળ મળે છે, માટે તારે દરેક કર્મ કરવા પહેલા પ્રથમ શ્રીગપતિદેવનું પૂજન કરવું, તેનુ ધ્યાન ધરવું અને પછી કર્મ કરવું

---

## ધ્યાન ધરવું

પ્રથમ શ્રીગણુપતિદેવની સેવા-પૂજા કરવી અને પછી શ્રીગણુપતિદેવનુ ધ્યાન ધરવુ. શ્રીગણુપતિદેવના અધ્યાત્મ સ્વરૂપનુ ધ્યાન ધરીને તેમના સ્વરૂપનું જ્ઞાન મેળવવું અને પછી તેમના જેવા થઇને કર્મ કરવુ સ્વરૂપનુ જ્ઞાન મેળવ્યાથી સ્વરૂપની સમજણ પડે છે અને સમજણ મેળવીને શ્રીગણુપતિદેવના સ્વરૂપ જેવા થવાય છે. શ્રીગણુપતિદેવના સ્વરૂપવાળા થઇને કર્મ કરવાથી આત્મસ્વરૂપ દેવ શ્રીગણુપતિ કર્મમા સહાય કરે છે અને તેમા વિઘ્ન આવે છે તેને દૂર કરે છે સ્વરૂપનું જ્ઞાન મેળવીને તે સ્વરૂપ ધ્યાનમાં રાખવુ અને ધ્યાનમા રાખીને અને તેનું ધ્યાન ધરીને મનુષ્યે તે સ્વરૂપવાળા થવુ.

---

## પ્રથમ પાટલો માંડવો

શ્રીગણુપતિદેવની સેવાપૂજા કરવાને માટે અને તેમના સ્વરૂપનું ધ્યાન ધરવાને માટે પ્રથમ પાટલો માડવો. (ગોઠવવો.)

મનુષ્ય તારે પ્રથમ શ્રીગણુપતિદેવને માટે પાટલો માડવો. પાટલો એટલે તારે સસારમા અને વહેવારમા જે કર્મ કરવું છે તે કર્મ પ્રથમ જોવું અને ધ્યાનમા રાખવુ. કર્મને જોઇને અને તે કર્મ કરવાનું ધ્યાનમા રાખવું તે પાટલો માડવાનું (ગોઠવવાનું) રૂપ છે.

સારા પ્રસગનું અથવા માઠા પ્રસંગનુ જે કર્મ કરવાનું છે તે કર્મ જોઇને ધ્યાનમા રાખવુ જે કર્મ કરવાનું છે તે કર્મને પ્રથમ જોવું અને તે કર્મ કરવાનુ ધ્યાનમા રાખીને નક્કી કરવુ. જોઇને પાટલો માડવો એટલે કર્મને જોઇને અને સમજીને તે કર્મ કરવાનુ નક્કી કરવું કે અમુક કર્મ કરવું છે કર્મ કરવાનું નક્કી કરવું તે પ્રથમ પાટલો માડવાનુ રૂપ છે માટે મનુષ્યે પ્રથમ જે કર્મ કરવાનું છે તે કર્મ જોઇને અને જાણીને નક્કી કરવું

---

## પાટલા ઉપર આસન વાળીને બેસવું

પ્રથમ પાટલો માંડવો એટલે જે કર્મ કરવાનુ છે, તે કર્મ જોઇને નક્કી કરવું (જોઇને પાટલો માંડવો ) અને પછી તે કર્મ કરવાનો દૃઢ નિશ્ચય કરવો. કર્મ કરવાનો નિશ્ચય કરવો તે આસન વાળીને બેઠાનું સ્વરૂપ છે. જે કર્મ કરવાનુ છે તે કર્મ પ્રથમ નક્કી કરવું અને તે નક્કી કરેલુ કર્મ કરવુ જ છે એવો કર્મ કરવાનો દૃઢ નિશ્ચય કરવો કર્મ નક્કી કરીને તે કર્મ કરવાનો નિશ્ચય કરવો તે પાટલા ઉપર આસન વાળીને બેઠાનું સ્વરૂપ છે.

મનુષ્ય! તારે જે નક્કી કરેલું કર્મ કરવું છે તે કર્મ પ્રથમ જોવુ અને તે કર્મ કરવું છે કે નહિ તેનો નિશ્ચય કરવો. અમુક કર્મ નક્કી કરીને તે કર્મ કરવુ જ છે એવો નિશ્ચય કરીને કર્મ કરવું. કર્મ અને તે કર્મ કરવાનો નિશ્ચય તે પાટલો અને તેના ઉપર આસન માડીને બેઠાનુ સ્વરૂપ છે, માટે તારે પ્રથમ પાટલો માડવો અને તેના ઉપર આસન માડીને (વાળીને) બેસવુ તારે જે કર્મ કરવું છે તે કર્મ પ્રથમ નક્કી કરવું અને તે કર્મ કરવુ છે કે નહિ તેનો નિશ્ચય કરવો શ્રીગણુપતિદેવ પાટલા ઉપર બેસીને કર્મ કરે છે તેવી જ રીતે તારે પણ પાટલા ઉપર આસન વાળીને બેસવું અને

કર્મ કરવું. નક્કી કરેલુ કર્મ પાટલો છે અને તે કર્મ કરવાનો નિશ્ચય કરવો કે કર્મ કરવુ જ છે તે પાટલા ઉપર આસન વાળીને બેઠાનું સ્વરૂપ છે. ધ્યાનમા રાખેલુ અને નક્કી કરેલુ કર્મ કરવાનો નિશ્ચય કરવો એટલે પાટલા ઉપર બેસીને કર્મ કરવુ

પ્રથમ કર્મ કરવાનું નક્કી કરવુ કે અમુક કર્મ કરવુ છે; પછી તે નક્કી કરેલુ કર્મ કરવાનો નિશ્ચય કરવો. કર્મને જોઇને તેને નક્કી કરીને તે કર્મ કરવાનો નિશ્ચય કરવો, તેમ કરવાથી શ્રીગણુપતિદેવ પ્રસન્ન થાય છે

---

## શ્રીગણુપતિદેવનું અધ્યાત્મ સ્વરૂપ

શ્રીગણુપતિદેવના શરીરનું સ્વરૂપ મનુષ્યના શરીરના સ્વરૂપનુ (આકારનું) છે અને શ્રીગણુપતિદેવના મોઢાનુ સ્વરૂપ હાથીના મોઢાના સ્વરૂપનું ( આકારનુ ) છે. શ્રીગણુપતિદેવ મનુષ્ય આકારથી અને હાથીના સ્વરૂપથી રહે છે અને હાથીના સ્વરૂપથી રહીને પાટલા ઉપર બેસીને કર્મ કરે છે હાથીનું સ્વરૂપ તે શ્રીગણુપતિદેવનું અધ્યાત્મ સ્વરૂપ છે અને તે હાથીના સ્વરૂપથી શ્રીગણુપતિદેવ મનુષ્ય માત્રને દર્શન આપે છે.

કર્ત્તાનું શરીર મનુષ્ય આકારનું છે, તેથી કર્ત્તાએ પણુ અધ્યાત્મ પોતાના મોઢાનું સ્વરૂપ શ્રીગણુપતિની જેમ હાથીના સ્વરૂપ જેવું રાખવું અને હાથી સ્વરૂપથી રહીનેજ કર્મ કરવું. કર્તાએ હાથી સ્વરૂપે રહીને પ્રથમ પાટલો માડવો અને તેના ઉપર આસન વાળીને બેસવું કર્તાએ કર્મ કરતી વખતે હાથીનું સ્વરૂપ નીચે પ્રમાણે રાખવું.

હાથીનું સ્વરૂપ મોટા માથાવાળું તથા મોટા મોઢાવાળુ છે. મોઢા ઉપર શુંઢ છે અને શુંઢ ઉપર બહાર દેખાતા દાંત છે. હાથીના કાન મોટા છે અને હાથીનું પેટ પણુ બહુ મોટું છે, માટે કર્તાએ અધ્યાત્મ

પોતાનું સ્વરૂપ કર્મ કરવાનો નિશ્ચય કરીને હાથીના જેવુ જ રાખવુ અને પછી કર્મ કરવું

---

## મોટું માથું

કર્તાએ કર્મ કરતી વખતે શ્રીગણપતિદેવની માફક પોતાનું માથું મોટુ રાખવુ એટલે કર્તાએ બધામા મોટા થઇને રહેવું અને કર્મ કરવુ. કર્મ કરનાર કર્તાએ પોતાને કર્મ કરવામા મોટા દેખાવાને માટે સમજણથી પોતાનુ માથુ મોટું રાખવુ મોટા માથાથી કર્તા કર્મ કરવામા મોટો ગણાય છે અને તેથી કર્મ કરનાર કર્તા પોતાનું કર્મ મોટા રૂપે રહીને કરે છે. કર્તારૂપે કર્મમા મોટા માથાવાળો થઇને (કર્મ કરવાની બધી જ જવાબદારી પોતાના માથા ઉપર લઇને) કર્મ કરવુ મોટા માથાવાળા થઇને કર્મ કરવાથી કર્ત્તા પોતાના કર્મમા મોટો ગણાય છે અને તેથી તેનો પ્રભાવ પડે છે. બીજા મનુષ્યો તેને મોટો ગણે છે અને તે મોટાને પૂછીને તેના કર્મ કરે છે. કર્મ કરવામા મોટારૂપે રહેવુ

---

## મોટું મોઢું

કર્ત્તાએ અધ્યાત્મ પોતાનુ માથુ મોટુ રાખવુ એટલે મોટા રૂપે રહીને કર્મ કરવુ અને પછી પોતાનુ મોઢુ પણ મોટું રાખવું. મોઢું મોટુ રાખવું એટલે ઘણું કામ કરવુ, ઘણું કામ કરાવવુ, કર્મમા મોટુ મોઢુ રાખીને રહેવુ કર્મમા મોટા રહીને અને ઘણા કામ કરવાથી મનુષ્યો તેને માન આપે છે અને તેના કર્મ કરવા લાગે છે. કર્મમાં મોટા રૂપે રહીને કર્મ કરવાથી કર્ત્તા કર્મ કરવામા સૌથી મોટો મનાય છે. કર્ત્તાને ઘણા કામ કરવાના હોય છે તેથી કર્ત્તાનુ મોઢું પણ મોટું દેખાય છે કર્ત્તાએ અધ્યાત્મ પોતાના માથાનો અને મોઢાનો દેખાવ

મોટો રાખવો અધ્યાત્મ સ્વરૂપનું જ્ઞાન મેળવીને તેના જેવા થવું અને તે પ્રમાણે રહીને કર્મ કરવુ.

શ્રીગણપતિદેવના હાથી સ્વરૂપથી રહેવું અને પાટલા ઉપર આસન વાળીને બેસવુ અને પછી કર્મ કરવું કર્ત્તાએ પ્રથમ અમુક કર્મ કરવાનું નક્કી કરવુ, તે કર્મ કરવાનો નિશ્ચય કરવો અને તે કર્મ મોટે માથે રહીને (મોટા રૂપે રહીને) કર્મ કરવું. હાથીના સ્વરૂપથી રહીને કર્મ કરવાથી મનુષ્યનો કર્મમા પ્રભાવ પડે છે અને તે મનુષ્ય કર્મના કર્ત્તારૂપે ઓળખાય છે તે મનુષ્યને (કર્ત્તાને) માન મળે છે અને તેના કર્મમા મનુષ્યો મદદ કરે છે કર્મના કર્ત્તાએ શ્રીગણપતિદેવના અધ્યાત્મ સ્વરૂપનુ જ્ઞાન મેળવીને અને તેના જેવા રહીને કર્મ કરવાનુ છે. સ્વરૂપનું જ્ઞાન મેળવીને અને તેના જેવા અધ્યાત્મ સ્વરૂપથી રહીને કર્મ કરવાથી, કર્મમા વિઘ્ન આવતા નથી અને કર્મ પુરૂ થાય છે. સ્વરૂપનુ જ્ઞાન મેળવીને સ્વરૂપવાળા થવાથી શ્રીગણપતિદેવ સહાય કરે છે

---

## શ્રીગણપતિદેવના મોઢા ઉપર શુંઢ છે

શ્રીગણપતિદેવનુ મોઢુ હાથીના મોઢાના આકારનું છે અને તે મોઢા ઉપર હાથીના જેવી શુઢ છે શુઢ વગર હાથી ઓળખાતો નથી અને શુઢ વગર હાથી કાંઈ કરી શકતો નથી હાથી પોતાની શુઢથી જ પોતાનું બધું કર્મ કરે છે ખાવું, પીવું, આપવુ, લેવુ, વિગેરે બધું પોતાનું કર્મ શુંઢથી કરે છે અને પોતાનુ રક્ષણ અને પોષણ પણ પોતાની શુઢથી જ હાથી કરી શકે છે હાથી શુઢવાળો જ હોય છે

કર્ત્તાનું શરીર મનુષ્યના આકારનુ છે એટલે કર્ત્તા મનુષ્ય છે અને અધ્યાત્મ દૃષ્ટિએ હાથી સ્વરૂપવાળો રહીને કર્મ કરે છે. કર્ત્તાએ

પોતાના મોઢા ઉપર અધ્યાત્મ દૃષ્ટિએ હાથીના જેવી શુંઢ રાખવી અને પોતાના મોઢા ઉપર શુંઢ રાખીને કર્મ કરવું. કર્ત્તાથી પોતાનુ કર્મ શુંઢ વગર થઈ શકતું નથી. શુંઢની મદદથી જ કર્ત્તા બધું કરી શકે છે આપવુ, લેવુ, કરવુ, કરાવવું વિગેરે બધું પોતાની શુંઢથી જ કરે છે. શુંઢ રાખવાથી કર્ત્તાને શોભા મળે છે અને કર્ત્તાનું કર્મ થાય છે શુંઢથી કર્ત્તાનું રક્ષણ અને પોષણ થાય છે. કર્ત્તા પૃથ્વી ઉપર પોતાની શુંઢથી જ રહી શકે છે માટે કર્ત્તાએ પોતાના અધ્યાત્મ દૃષ્ટિએ હાથી સ્વરૂપવાળા મોઢા ઉપર હાથીના જેવી શુંઢ રાખવી.

કર્મનો વહેવાર એ અધ્યાત્મ શુંઢનું સ્વરૂપ છે. કર્ત્તાએ પોતાના કર્મનો વહેવાર (શુંઢ) પોતાના મોઢા ઉપર રાખવો કર્ત્તાએ કર્મનો વહેવાર પોતાના મોઢાથી કરવો કારણ કે વહેવાર એ મોઢા ઉપ-રની શુંઢનુ અધ્યાત્મ સ્વરૂપ છે, તેથી કર્ત્તાએ પોતાના કર્મમાં પોતાના સગા, સંબધી ઓળખાણ પીછાણ તથા પાડોસી વિગેરેને પોતાના મોઢાથી પોતાના કર્મમાં બોલાવવાં. સગા તથા સબધીઓને બોલાવીને પોતાનું કર્મ કરવુ, કારણ કે એકલા કર્ત્તાથી કર્મ થઇ શકતું નથી શુભ અને અશુભ કર્મમા બધાને પોતાના મોઢાથી બોલાવવા પડે છે. સગા તથા સબધીઓનો વહેવાર મોઢાથી થાય છે. વહેવાર મોઢાથી કહેવાથી, બોલાવવાથી અને કરવાથી થાય છે સગા અને સબધીઓ કર્ત્તાનાં મોઢા ઉપર શુંઢની જેમ રહે છે. સગાં અને સબંધીઓનો વહેવાર કર્ત્તાના મોઢા ઉપરની શુંઢનુ સ્વરૂપ છે. કારણ કે કર્ત્તાનો બધો વહેવાર કર્ત્તાના મોઢાથી થયેલો હોય છે. કર્ત્તાને વહેવારમા રહેવુ પડે છે, વહેવારમા કર્મ કરવું પડે છે અને તે કર્મનું ફળ પણ વહેવારમાથી જ મેળવવુ પડે છે. સગાં અને સંબધીઓના વહેવારમાં જ કર્ત્તા શોભી રહે છે, કારણ કે કર્ત્તાની શોભા પોતાના સગા તથા સબધીઓથી જ રહે છે. સગાં

અને સંબંધીઓનો વહેવાર કર્ત્તાના મોઢાથી થયેલો હોય છે, તેથી તે વહેવાર કર્ત્તાને મોઢા ઉપર શુંઢની જેમ શોભા આપે છે.

કર્ત્તાને કર્મ પોતાના વહેવારમાં જ કરવું પડે છે, કારણ કે વહેવારમાથી કર્ત્તાને ફળ મેળવવાનું છે. કર્ત્તાને વહેવાર કરવો પડે છે. પોતાના સગા તથા સબધીઓને પોતાના શુભ અથવા અશુભ કર્મમા પોતાના મોઢાથી બોલાવવા પડે છે અને તેમા પોતાની ઓળખાણવાળા તથા પાડોસીઓને પણ મોઢાથી બોલાવવા પડે છે. જ્યારે કર્ત્તા પોતાના મોઢાથી બધાને બોલાવે છે ત્યારે જ તે વહેવારરૂપ સગાં તથા સબધીઓ કર્ત્તાના કર્મમાં બધા એકઠા થાય છે.

હાથી શુંઢથી જ શોભે છે તેવી જ રીતે કર્ત્તા પણ પોતાના વહેવારથી જ શોભે છે. હાથી પોતાની શુંઢથી જ બધું કરી શકે છે તેવી જ રીતે કર્ત્તા પણ પોતાના વહેવારથી જ પોતાનું બધું કર્મ કરી શકે છે હાથી પોતાની શુંઢથી પોતાનું રક્ષણ અને પોષણ કરી શકે છે તેવી જ રીતે કર્ત્તા પણ પોતાના વહેવારથી જ પોતાનું રક્ષણ અને પોષણ કરી શકે છે હાથી પોતાની શુંઢથી જ ખાય છે, પીએ છે, આપે છે અને લે છે તેવી જ રીતે કર્ત્તા પણ પોતાના વહેવારથી ખાય છે, પીએ છે, આપે છે, લે છે વિગેરે બધા કર્મ પોતાના વહેવારથી જ કરે છે. હાથી શુંઢવાળો હોય છે તેવી જ રીતે કર્ત્તા પણ પોતાના કર્મના વહેવારવાળો (શુંઢવાળો વહેવારીઓ) હોય છે હાથીની શુંઢ મોં ઉપર શોભા આપે છે તેવી જ રીતે કર્ત્તાનો વહેવાર (શુંઢ) પણ કર્ત્તાના મોં ઉપર શોભા આપે છે કારણ કે કર્ત્તા પોતાના વહેવારથી જ શોભી રહે છે. શુંઢ મોં ઉપર રહે છે તેવી જ રીતે વહેવાર પણ કર્ત્તાના મોં ઉપર જ રહેલો હોય છે વહેવારમા બધાને પોતાના મોઢાથી બોલાવવા પડે છે કર્મનો વહેવાર એ મોઢા ઉપરની શુંઢનુ અધ્યાત્મ સ્વરૂપ છે.

**શુંઢથી બધુ જ કર્મ થાય છે તેવી જ રીતે કર્ત્તાનું કર્મ પણ કર્ત્તાના વહેવારથી જ (શુઢથી) થાય છે. કર્મનો વહેવાર તે કર્ત્તાના મોઢા ઉપરની શુઢનુ સ્વરૂપ છે.**

## **દાંત**

શ્રીગણુપતિના મોઢાનું અધ્યાત્મ સ્વરૂપ હાથીના મોઢાના આકારનું છે તેથી શ્રીગણુપતિના મોઢા ઉપર હાથીના જેવી શુંઢ છે અને તે શુઢ ઉપર બહાર દેખાતા મોટા દાત (દંતશુળ) છે શુંઢ ઉપરના દાંત બહાર દેખાવ કરવાના છે અને તે હાથીને શુંઢની ઉપર શોભા આપે છે બહારના દાત બહુ જ શક્તીવાળા, મોટા અને મજબુત છે. હાથીને બહાર દેખાડવાના દાત શુઢ ઉપર રહે છે અને ચાવીને ખાવાના દાત હાથીના મોઢામા રહે છે હાથીને બે જાતના દાત રહે છે. બહાર દેખાવ કરવાના મોટા દાત અને ખોરાક ચાવીને ખાવાને માટે મોઢામા નાના દાત રહે છે. હાથીને બેવડા દાત રહે છે.

કર્મના કર્ત્તાએ પોતાની શુઢ (વહેવાર) ઉપર અધ્યાત્મ રીતે મોટા દાત રાખવા અને ચાવીને ખાવાને માટે મોઢામા નાના દાંત રાખવા

કર્ત્તાએ પોતાના વહેવારમા કર્મ કરવાને માટે બહાર દેખાડવાના દાત રાખવા કર્મનો દેખાવ કરવાને માટે દાત જુદા છે તેવી જ રીતે કર્ત્તાએ પોતાના કર્મનો દેખાવ હાથીના બાહરના દાતની જેમ મોટો કરવો, વધારે શક્તીવાળો કરવો અને વધારે કામ કરી શકે એવી શક્તીવાળો દેખાડવો કર્મને મોટુ દેખાડવું, વધારે શક્તીવાળુ દેખાડવુ, શોભા આપે તેવુ કરવુ અને પછી નાના દાત તરફ જોવું. નાના દાત તરફ જોવુ એટલે કર્મ થઈ શકશે, કે નહી તેનો વિચાર કરવો. કર્મનો દેખાવ મોટો કરવો વધારે શકતીવાળો કરવો તે

હાથીના બહારના દાંતનું સ્વરૂપ છે અને તે કર્મ તેવી રીતે થઇ શકશે કે નહીં તેનો વિચાર કરવો તે અધ્યાત્મ મોઢામાના નાના દાતનું સ્વરૂપ છે. કર્ત્તાએ પોતાના કર્મનો દેખાવ મોટો રાખવો, અને તેમા વધારે કામ કરી શકે તેટલી શકિત બતાવવી પણ કર્મ થઈ શકે તેટલું જ કરવું. ભાર ઉપાડી શકાય, ચાવી શકાય, બની શકે તેટલુ જ કામ કરવું બહારના દાત પથ્થર તોડી નાખે છે એટલા મજબુત અને શક્તિવાળા છે પણ ચાવવાના દાત તરફ પણ જોવું. દેખાવમાં બહારના દાંત રાખવા અને કર્મ કરવામાં નાના દાંત રાખવા.

કર્મના કર્ત્તાએ પોતાના કર્મનો દેખાવ મોટો કરવો, વધારે શક્તીવાળો બતાવવો, ઘણો ભાર ઉપાડે તેવો રાખવો પણ કર્મ કરતી વખતે નાના દાતે ચાવવું. નાના દાતથી ચાવી શકાય તેટલુ જ ચાવવું અને ખાઈ શકાય તે જ ખાવું, તેવી જ રીતે તે કર્મ થઈ શકે તેવી રીતે જ કરવુ, અને થઇ શકે તેટલુ જ કરવુ બહારના મજબુત દાતની જેમ નાના ચાવવાના દાતની મજબુતી નથી તેથી કોઈ કહે આમ કરો, તેમ કરો, આવુ કરો, તેવુ કરો, આમ કરવાથી મોટાઈ છે અને તેમ કરવાથી શોભા અને સારૂ દેખાય છે, પણ થઈ શકશે કે નહીં તેનો વિચાર કરીને જેટલુ થઇ શકે તેટલુ જ કરવું. મોટા દાત દેખાવ કરવાના છે અને નાના દાત વિચાર કરવાના છે, માટે કર્ત્તાએ પોતાના કર્મનો દેખાવ મોટો અને શક્તિવાળો રાખવો અને થઈ શકે તેટલુ જ કર્મ નાના દાતે વિચારીને કરવુ. કર્ત્તાએ શ્રીગણપતિદેવનું અધ્યાત્મ સ્વરૂપ પોતાના શરીર ઉપર સમજણ મેળવીને રાખવુ અને કર્મ કરવું

"કર્ત્તાએ પ્રથમ કર્મ નક્કી કરવુ અને તે કર્મ કરવાનો નિશ્ચય કરવો કે આ કર્મ કરવુ જ છે પછી તે કર્મ કરવુ કર્મ કરતી વખતે કર્ત્તાએ પોતાનો દેખાવ હાથીના જેવો રાખવો એટલે વહેવારમા

કર્ત્તાનો પ્રભાવ પડે, ભાર પડે અને કર્મના કર્ત્તારૂપે ઓળખાય મોઢા ઉપર શુંઢ રાખવી એટલે સગા તથા સંબધીઓના વહેવારને ઓલાવવો અને તેમા રહેવુ અને સંબધીઓના વહેવારમાં જ કર્મ કરવું કર્મ કરતી વખતે હાથીના બહારના દાંતની જેમ કર્મનો દેખાવ મોટો અને સારો કરવો અને નાના દાતની જેમ ચાવીને ખાવું એટલે કર્મ થઈ શકે તેટલુ જ વિચાર કરીને કરવું."

---

## શ્રીગણપતિદેવના કાન

આત્મ સ્વરૂપ શ્રીગણપતિદેવનુ અધ્યાત્મ સ્વરૂપ હાથીના આકારનું છે, તેથી હાથીની જેમ શ્રીગણપતિદેવના કાન પણ બહુ મોટા છે અને ઘડીએ ઘડીએ હલાવ્યા જ કરે છે.

કર્મના કર્ત્તાએ પણ પોતાના કાન મોટા રાખવા. કર્ત્તાએ અધ્યાત્મ સ્વરૂપે પોતાના કાન હાથીની જેમ મોટા રાખવા અને ઘડીએ ઘડીએ હલાવ્યા જ કરવા હાથીના કાનના જેવા મોટા કાન રાખીને કર્ત્તાએ કર્મ કરતી વખતે રહેવુ એટલે કર્ત્તાએ મોટા કાન રાખીને જે કોઇ કાઈ કહેવા આવે તે સાભળવુ હાથી કાન હલાવ્યા જ કરે છે તેવી જ રીતે કર્ત્તાએ પણ પોતાના કાન હલાવ્યા જ કરવા, એટલે જે કોઈ કહેવા આવે તે બધાનુ ઘડીએ ઘડીએ સાભળવુ જ્યારે કહેવા આવે ત્યારે કાન હલાવવા એટલે સાભળવુ કર્ત્તાને કર્મમા કહેવાને ઘણા મનુષ્યો (સગા વહાલા) આવે છે તે બધા કહેવા આવનારાઓને સાભળવા અને તેમનું કહેલુ સાભળવાને કર્ત્તાએ પોતાના કાન (હાથીના કાનની માફક) હલાવ્યા જ કરવા જે કોઈ કહેવા આવે અને જ્યારે કહેવા આવે ત્યારે તેને બધાને સાભળવા

કર્મમા ઘણા મનુષ્યો આવે છે, તેમાથી કોઇ મનુષ્યનું સાંભળે છે અને કોઇનુ નથી સાભળતા તો તેમ કરવાથી વિઘ્ન આવે છે.

માટે કર્ત્તાએ બધાનું સાભળવુ કર્ત્તા બધાનું કહેવું સાભળે છે ત્યારે કોઈ નારાજ થતું નથી અને કોઈ કર્ત્તાના કર્મમા વિઘ્ન નાખતું નથી. બધાનું સાભળવાથી શ્રીગણુપતિદેવ વિઘ્ન આવવા દેતા નથી, માટે કર્ત્તાએ કર્મ કરતી વખતે જે કોઈ કહેવા આવે તે બધાનું સાંભળવું અને કાન હલાવ્યા જ કરવા.

---

## શ્રીગણુપતિદેવનું પેટ

આત્મ સ્વરૂપ શ્રીગણુપતિદેવનુ અધ્યાત્મ સ્વરૂપ હાથીના આકારનું છે તેથી શ્રીગણુપતિદેવનું પેટ પણ બહુ મોટું છે. શ્રીગણુપતિદેવનું પેટ હાથીના પેટની જેમ બહુ મોટુ છે તેથી શ્રીગણુપતિદેવ દુંડવાળા દેવ છે.

કર્ત્તાએ અધ્યાત્મ સ્વરૂપે પોતાનુ પેટ શ્રીગણુપતિદેવના જેવુ મોટુ રાખવુ અને મોટું પેટ રાખીને કર્મમાર્ગમા કર્મ કરવુ. શ્રીગણુપતિદેવ દુંડવાળા (મોટા પેટવાળા) દેવ છે તેવી જ રીતે કર્ત્તાએ કર્મ કરતી વખતે પોતાનુ પેટ મોટું રાખવુ (દુંડવાળુ પેટ રાખવુ) અને કર્મ કરવુ મોટુ પેટ રાખીને કર્મ કરવાથી કર્મમા વિઘ્ન આવતા નથી.

મોટા કાન હલાવીને બધાનું સાભળવું અને તે સાંભળીને બધું પેટમાં ભરી રાખવુ બધાનુ સાભળીને તે પેટમા ભરીને રાખી મુકવું. કોઈનું સાભળીને તે પેટમાથી બહાર કાઢી નાખવુ નહીં. સાભળેલું બહાર કાઢી નાખવાથી કર્મમા વિઘ્ન આવે છે, માટે સાભળીને પેટમા રાખી મુકવું કર્મ કરતી વખતે ઘણા મનુષ્ય કહેવા આવે છે તે બધાનું સાભળીને પેટમા ભરી રાખવું અને શાંત રહેવુ કોઈનું સાંભળે અને કોઈનુ નહીં સાભળે અને સાભળેલુ પેટમા રાખે નહીં ત્યારે જરૂર કર્ત્તાના કર્મમા વિઘ્ન આવે છે અને કર્મ બગડે છે કોઈ

કાંઈ કહે, કોઈ કેમ કહે, કોઈ આમ કહે, કોઈ તેમ કહે તે બધાનુ સાભળવું અને સાભળીને શ્રીગણુપતિની જેમ પેટમાં ભરી રાખવું બધાનું સાભળીને પેટમા ભરી રાખવાથી કર્ત્તાનું પેટ અધ્યાત્મ સ્વરૂપે મોટુ થાય છે. કર્ત્તાનું પેટ દુડવાળું થાય છે માટે દરેક કર્ત્તા (મનુષ્યને) પુરૂષને શ્રીગણુપતિદેવની આજ્ઞા અથવા સમજણુ અથવા શીખામણુ છે કે કર્ત્તાએ પોતાનું કર્મ કરતી વખતે પોતાના કાન હલાવીને બધાનું સાભળવુ અને તે સાભળેલું બધું પેટમા ભરી રાખવુ તેમ કરવાથી કર્ત્તાનુ પેટ મોટું થશે અને દુંડવાળુ બનશે, કર્ત્તાનું કર્મ થશે, વિઘ્ન આવશે નહીં અને શ્રીગણુપતિદેવ સહાય કરશે શ્રીગણુપતિદેવની આજ્ઞા પ્રમાણે અને તેમના સ્વરૂપ ઉપરથી જ્ઞાન મેળવીને કર્મ કરવાથી મનુષ્યના કર્મમા વિઘ્ન આવતા નથી.

શ્રીગણુપતિદેવની જેમ કર્ત્તાએ પોતાના મોટા કાન હલાવીને દરેક મનુષ્ય કહેવા આવે તે બધાનુ સાભળવું અને અધ્યાત્મ મોટું પેટ રાખીને (દુડવાળુ) તેમા ભરી રાખવુ અને શાત રહેવું, તેમ કરવાથી કર્ત્તાના કર્મમા વિઘ્ન આવશે નહીં અને આવશે તો શ્રીગણુપતિદેવ દૂર કરશે

જો કર્ત્તા કર્મ કરવામા પોતાના કાન અધ્યાત્મ મોટા રાખતો નથી, કોઈનું સાભળે છે અને કોઇનુ નથી સાભળતો તો જરૂર તે કર્ત્તાના કર્મમા વિઘ્ન આવે છે કર્ત્તા જો પોતાના કાનથી સાભળીને પેટમા ભરી રાખતો નથી અને સાભળેલુ કાઢી નાખે છે (સાભળેલુ બીજાને કહે છે) ત્યારે જરૂર કર્ત્તાના કર્મમા વિઘ્ન આવે છે અને કર્મ થતું નથી. માટે દરેક મનુષ્યે કર્ત્તારૂપે કર્મ કરવામા દરેકનું સાભળવુ અને પેટમા ભરી રાખવુ. શ્રીગણુપતિદેવના અધ્યાત્મ સ્વરૂપવાળા થવાથી જ શ્રીગણુપતિદેવ સહાય થાય છે, મદદ આપે છે, કર્મ કરાવે છે, ફળ અપાવે છે અને પોતાના ભક્તને કર્મમાંથી તારે છે.

# શ્રીગણુપતિદેવના પત્ની

શ્રીગણુપતિદેવને બે પત્નીઓ (સ્રીઓ) છે. શ્રીગણુપતિદેવની પ્રથમ સ્રીનુ નામ રિદ્ધિ છે અને બીજી સ્રીનું નામ સિદ્ધિ છે રિદ્ધિ અને સિદ્ધિ બન્ને દેવીસ્વરૂપ છે અને શ્રીગણુપતિદેવની પત્નીરૂપ છે રિદ્ધિ અને સિદ્ધિ હમેશા પોતાના પતિ શ્રીગણુપતિદેવની પાસે જ રહે છે અને પોતાના પતિના જ કર્મ કરે છે. રિદ્ધિ અને સિદ્ધિનું સ્વરૂપ અધ્યાત્મ છે અને નહીં દેખાય તેવું છે પણુ આત્મજ્ઞાન સમજાવનારા પવિત્ર પુસ્તકોમા તેનુ સ્પષ્ટ વર્ણુન કરેલુ છે, અને તે મનુષ્યને જ્ઞાનરૂપે સમજાવ્યું છે

કર્ત્તાએ પણુ શ્રીગણુપતિદેવની જેમ અધ્યાત્મ સ્વરૂપે રહેવાનું છે અને શ્રીગણુપતિદેવની જેમ અધ્યાત્મ બે સ્રી (પત્ની)ઓ સાથે પરણુવાનુ છે સ્રીઓ બહારથી પરણી લાવવાની છે અને તેથી કર્ત્તાએ પોતાને માટે બન્ને સ્રીઓ બહારથી લાવવાની છે અને તેમની સાથે અધ્યાત્મ લગ્ન કરવાનુ છે. કર્ત્તાએ પોતાની અધ્યાત્મ બન્ને સ્રીઓ સાથે રહીને રહેવાનું છે અને તેમની સાથે જ રહીને કર્મ કરવાનું છે. કર્મમાર્ગમા કર્મ કરતી વખતે અધ્યાત્મ સ્વરૂપે કર્ત્તાએ પણુ બે સ્રીઓ સાથે લગ્ન કરવા અને તેમની સાથે રહીને કર્મ કરવુ સ્રીઓની સાથે રહીને કર્મ કરવાથી કર્મમાં મદદ મળે છે અને કર્મ સંપૂર્ણ થાય છે, માટે કર્ત્તાએ શ્રીગણુપતિદેવની માફક બે સ્રીઓ પરણુવી અને કર્મ કરવું. શ્રીગણુપતિદેવની પ્રથમ સ્રીનુ નામ રિદ્ધિ છે.

---

## રિદ્ધિનું દૃશ્ય સ્વરૂપ

રિદ્ધિ એટલે લક્ષ્મી અને લક્ષ્મી એટલે પૈસા. રિદ્ધિનું પ્રત્યક્ષ સ્વરૂપ લક્ષ્મી અથવા પૈસા (ધન) મનાય છે. કર્ત્તાએ રિદ્ધિ પરણુ-

વાની છે એટલે કર્તાએ લક્ષ્મી મેળવવાની છે સ્ત્રી બહારથી લાવવાની છે તેવી જ રીતે લક્ષ્મી પણ બહારથી જ મેળવવાની છે રિદ્ધિ (લક્ષ્મી) સાથે લગ્ન કરવાથી રિદ્ધિ (લક્ષ્મી) કર્ત્તાને કર્મમા સપૂર્ણ મદદ કરે છે અને કર્તાની પત્નીરૂપે રહે છે. રિદ્ધિનુ દૃશ્ય અને પ્રત્યક્ષ સ્વરૂપ લક્ષ્મી છે અને તે કર્ત્તાએ કર્મમાર્ગમા કર્મ કરવાને માટે બહારથી પોતાની સ્ત્રીની જેમ મેળવવાની છે કારણ કે લક્ષ્મી કર્ત્તાને સ્ત્રીરૂપે રહીને મદદ કરે છે સ્ત્રીરૂપ લક્ષ્મીથી કર્ત્તા ઘણું કરી શકે છે. કર્ત્તાના કર્મમા સ્ત્રીરૂપ લક્ષ્મીની ઘણી મદદ રહે છે અને તેની મદદ મેળવીને જ કર્ત્તા પોતાનું કર્મ સારી રીતે કરી શકે છે અને ફળ મેળવી શકે છે સ્ત્રીરૂપ લક્ષ્મી બહારથી પરણી લાવવાની છે એટલે કર્મમાર્ગમા કર્મ કરીને લક્ષ્મી મેળવવાની છે અને તે જ લક્ષ્મીથી અને તેની મદદથી જ કર્ત્તાએ કર્મ કરવાનું છે જ્યારે કર્ત્તા પોતાની અધ્યાત્મ સ્ત્રીરૂપ લક્ષ્મીની મદદથી કર્મ કરે છે ત્યારે કર્ત્તાનું કર્મ થાય છે લક્ષ્મી એ રિદ્ધિનુ અધ્યાત્મ સ્વરૂપ છે અને લક્ષ્મી સાથે લગ્ન કરવાથી (કામ કરીને મેળવવાથી) કર્ત્તા રિદ્ધિનુ સ્વરૂપ પોતાના અનુભવથી જાણી શકે છે અને પ્રત્યક્ષ જોઈ શકે છે.

---

## રિદ્ધિનું અદૃશ્ય સ્વરૂપ

રિદ્ધિનું દૃશ્ય સ્વરૂપ લક્ષ્મી છે અને તે કર્ત્તાને સ્ત્રીરૂપે રહીને મદદ કરે છે કર્ત્તા કર્મ કરીને લક્ષ્મી બહારથી મેળવે છે અને તે સ્ત્રીરૂપ લક્ષ્મીની મદદથી જ કર્ત્તા પોતાનુ કર્મ પુરૂં કરી શકે છે.

સમજણ એ રિદ્ધિનું આત્મસ્વરૂપ છે અને તે આત્મસ્વરૂપ સમજણ (રિદ્ધિ) અદૃશ્ય રહે છે. સમજણથી રિદ્ધિ અથવા પૈસા અથવા લક્ષ્મી મળે છે. સમજણથી મનુષ્ય પોતાને જે જોઈએ

છીએ તે મેળવી શકે છે અને સમજણથી જ કર્મ કરી શકે છે. સમજણ નહીં હોય તો મનુષ્ય કાંઈ કરી શકતો નથી સમજણ વગર મનુષ્યને પૈસા (લક્ષ્મી) મળતા નથી અને તેથી તેના કર્મ થતા નથી. સમજણથી જ મનુષ્ય બધું મેળવી શકે છે અને કર્મ કરી શકે છે. સમજણ એ રિદ્ધિનું આત્મસ્વરૂપ છે અને તે આત્મસ્વરૂપ સમજણ ને દરેક કર્ત્તાએ પોતાની સ્ત્રીરૂપ મેળવવાની છે. સમજણ (રિદ્ધિ) મેળવીને કર્મ કરવાથી મનુષ્યને લક્ષ્મી મળે છે અને કર્ત્તાનું કર્મ થાય છે બધું સમજણથી જ થાય છે માટે સમજણ એ રિદ્ધિનું આત્મસ્વરૂપ છે, અને તે અદૃશ્ય રહે છે.

કર્મની સમજણ કર્ત્તાએ પ્રથમ મેળવવી અને કર્મની સમજણને અધ્યાત્મ સ્ત્રીરૂપ જાણીને તેની મદદથી કર્મ કરવું. કર્ત્તા જે કર્મ કરે છે તે કર્મની પ્રથમ સમજણ મેળવવી સ્ત્રી બહારથી પરણાય છે તેવી જ રીતે સમજણ પણ બહારથી મેળવાય છે. કર્મની સમજણ બહારથી (બીજા પાસેથી) મેળવવી અને તે પ્રમાણે કર્ત્તાએ કર્મ કવુ કર્ત્તાએ પ્રથમ રિદ્ધિની સાથે લગ્ન કરવું એટલે કર્ત્તાએ પ્રથમ કર્મ કરવાની સમજણ મેળવવી અને પછી તે સમજણથી કર્મ કરવું. કયુ કર્મ કરવાનું છે, કયા કર્મ કરવાનું છે અને કેવી રીતે કર્મ કરવાનું છે અને તેમા શું કરવાનું છે અને તે કેમ થાય છે તે વિગેરેની સમજણ પ્રથમ મેળવવી અને પછી કર્મ કરવું મેળવેલી સમજણ કર્ત્તાને સ્ત્રીરૂપે રહીને મદદ કરે છે, અને સમજણથી જ કર્ત્તા બધું કરી શકે છે. સમજણ એ કર્ત્તાની સ્ત્રીરૂપ છે અને કર્ત્તાને મદદ રૂપે રહીને કર્ત્તાને લક્ષ્મી અપાવે છે અને કર્મ કરાવીને ફળ અપાવે છે. કર્મ કરવાની સમજણ તે અધ્યાત્મ શ્રીગણપતિદેવની સ્ત્રી રિદ્ધિનું સ્વરૂપ છે, કારણ કે કર્મ કરવાની સમજણ મેળવીને કર્મ કરવાથી જ કર્મ રિદ્ધિરૂપ ફળ (લક્ષ્મી પૈસા) આપે છે.

કર્મ કરવાની સમજણ કર્મના કર્તાએ જરૂર પ્રથમ મેળવવી (લગ્ન કરવું) કારણ કે સમજણ વગર કર્મ કરવાથી કર્મ થતું નથી અને રિદ્ધિ (લક્ષ્મી પૈસા) મળતી નથી. સમજણ વગર કર્મ કરવાથી કર્મ બગડે છે અને ફળ મળતું નથી માટે મનુષ્યે કર્તારૂપે રહીને જે કર્મ કરવાનુ છે તે કર્મ કરવાની પ્રથમ સમજણ મેળવવી અને સમજણની જ મદદથી કર્મ કરવુ કર્મ કરવાની સમજણ એ કર્મના કર્તાની પ્રથમ સ્ત્રી રિદ્ધિનું અધ્યાત્મ સ્વરૂપ છે.

---

## સિદ્ધિ

શ્રીગણપતિદેવની બીજી પત્ની (સ્ત્રી)નુ નામ સિદ્ધિ છે. શ્રી-ગણુપતિદેવ પ્રથમ રિદ્ધિ સાથે લગ્ન કરીને તેને સ્ત્રીરૂપે મેળવે છે અને પછી બીજી સ્ત્રી સિદ્ધિ સાથે લગ્ન કરીને સિદ્ધિને સ્ત્રીરૂપે મેળવે છે શ્રીગણુપતિદેવ પોતાની બે સ્ત્રીઓ સાથે રહે છે અને પૃથ્વી ઉપર લોક કલ્યાણનુ કર્મ કરે છે. શ્રીગણુપતિદેવ બન્ને સ્ત્રીઓ બહારથી પરણી લાવે છે (મેળવે છે).

કર્મના કર્તાએ પણ બીજી સ્ત્રી સાથે લગ્ન કરવાનું છે અને તે સ્ત્રી બહારથી મેળવવાની છે. કર્તા પ્રથમ રિદ્ધિ સાથે લગ્ન કરે છે સમજણ એ રિદ્ધિનુ અધ્યાત્મસ્વરૂપ છે અને તે કર્તાની સ્ત્રીરૂપે રહે છે કર્તા બહારથી સમજણ મેળવે છે કર્તા સમજણ મેળવીને કર્મ કરે છે ત્યારે જ કર્તાનુ કર્મ સપૂર્ણ થાય છે સમજણ સ્ત્રી સ્વરૂપે રહીને કર્તાને કર્મમા બધી જ મદદ કરે છે અને કર્મ સંપૂર્ણ કરાવીને ફળ અપાવે છે સમજણ કર્તાની પ્રથમ સ્ત્રીરૂપ છે.

સમજણ મેળવીને કર્તા જ્યારે કર્મ કરે છે ત્યારે કર્તાનું કર્મ સપૂર્ણ થાય છે, અને કર્તાને કર્મનું ફળ મળે છે કર્તાનું કર્મ જ્યારે સપૂર્ણ થાય છે ત્યારે તેને સ્ત્રીરૂપે સિદ્ધિ મળે છે. કર્તાનુ કર્મ સંપૂર્ણ

થાય છે એટલે કર્ત્તાનું કર્મ સિદ્ધ થયેલુ ગણાય છે કર્ત્તાનું કર્મ સિદ્ધ થાય છે ત્યારે કર્ત્તાને તેના કર્મનુ ફળ મળે છે અને તેથી તેના કર્મની સિદ્ધિ થાય છે. સિદ્ધિ કર્ત્તાની સ્રીરૂપે રહે છે. કર્ત્તાની બીજી સ્રી સિદ્ધી કર્ત્તાને કર્મનુ ફળ અપાવે છે અને ફળ અપાવીને કર્મને સિદ્ધ (પુરૂ) થયેલુ બતાવે છે કર્ત્તાને કર્મની સિદ્ધિ મળે છે. સિદ્ધિ કર્ત્તાની સ્રી થાય છે

શ્રીગણપતિદેવને બે સ્રીઓ છે તેવી જ રીતે કર્ત્તાને પણ બે સ્રીઓ અધ્યાત્મ રહે છે રિદ્ધિ (સમજણ) અને સિદ્ધિ (સિદ્ધતા) બન્ને કર્ત્તાની સ્રીરૂપે રહે છે કર્ત્તા સ્રીઓ બહારથી પરણે છે એટલે કર્ત્તા બહારથી સ્રીઓ મેળવે છે કર્ત્તા પોતાના કર્મની સમજણ બહારથી મેળવે છે ( પરણે છે ) અને કર્મ કરે છે સમજણ મેળવીને કર્મ કરે છે એટલે કર્ત્તાને બહારથી પોતાના કર્મની સિદ્ધિ મળે છે. કર્ત્તાને બહારથી સિદ્ધિ રૂપ ફળ મળે છે તેથી કર્ત્તાનુ કર્મ સિદ્ધ થાય છે. કર્મની સમજણ અને કર્મની સિદ્ધતા એ બન્ને રિદ્ધિ અને સિદ્ધિનું અધ્યાત્મસ્વરૂપ છે અને કર્ત્તાએ તે બન્નેને સ્રીરૂપે મેળવીને કર્મ કરવાનું છે.

કર્ત્તા જ્યારે કર્મની સમજણ મેળવીને કર્મ કરે છે ત્યારે જ તેના કર્મની સિદ્ધિ (સિદ્ધતા) મળે છે માટે હરેક મનુષ્યે પ્રથમ સ્રી રિદ્ધિ ( સમજણ ) મેળવવી અને પછી બીજી સ્રી સિદ્ધિ (સિદ્ધતા) મેળવવી

સમજણ મેળવીને કર્મ કરવાથી કર્મમાં વિઘ્ન આવતું નથી અને કર્મ સિદ્ધ થાય છે સમજણ મેળવ્યા વગર કર્મ કરવાથી કર્મ બગડે છે અને તેથી કર્મ સિદ્ધ થતું નથી સમજણ વગર કર્મ કરવાથી કર્મની સિદ્ધિ મળતી નથી માટે બન્નેને સ્રીરૂપે મેળવવી અને તેની સાથે જ રહેવું મનુષ્યે પ્રથમ સ્રી રિદ્ધિ (કર્મની સમજણ) મેળવવી અને તે પ્રમાણે કર્મ કરીને કર્મની સિદ્ધતા (સિદ્ધિ) મેળવવી

કર્મની સમજણુ કર્ત્તાને સ્રીરૂપે રહીને મદદ કરે છે અને કર્મની સિદ્ધતા કર્ત્તાની બીજી સ્રીરૂપે રહીને કર્ત્તાને ફળ અપાવે છે અને સુખ ભોગવાવે છે. બન્ને રિદ્ધિ (સમજણુ) અને સિદ્ધિ (સિદ્ધતા) કર્ત્તાએ મેળવવા સમજણ મેળવીને કર્મ કરવાથી કર્મમાં વિઘ્ન આવતું નથી અને કર્મની સિદ્ધિ થાય છે, માટે મનુષ્યે બન્નેને સ્રી રૂપે જ મેળવીને સંસારમાં અને વહેવારમાં રહેવું.



# શ્રીગણપતિદેવનું વાહન.

શ્રીગણપતિદેવનું વાહન ઉંદરનુ છે. શ્રીગણપતિદેવ પોતાના વાહનરૂપે ઉંદરને રાખે છે અને તે વાહનની મદદથી પોતાને જ્યા જવુ હોય ત્યા જાય છે આવે છે અને કર્મ કરે છે શ્રીગણપતિદેવથી પોતાના વાહન વગર કાંઈ થઈ શકતુ નથી કારણ કે પોતાનું શરીર મોટુ છે અને બહુ ભારી છે તેથી તેનાથી કાંઈ જઈ શકાતુ નથી અને કોઈ પણ જાતનું કર્મ થઈ શકતુ નથી શ્રીગણપતિના દરેક કર્મમા તેનું વાહન ઉંદરરૂપ મદદ કરે છે અને પોતાના વાહનની મદદથી જ પોતે પોતાનુ બધુ કર્મ કરી શકે છે અને પોતાના ભક્તાને મદદ કરી શકે છે શ્રીગણપતિનુ ઉંદરરૂપ વાહન બહુ શક્તિવાળુ રહે છે કારણ કે તે બધી જ જગ્યાએ જઈ શકે છે. નાનામા નાની જગ્યામા અને મોટામા મોટી જગ્યાએ પણ ઉંદર જઈ શકે છે અને શ્રી ગણપતિદેવનુ કર્મ કરી શકે છે, તેથી પોતાના વાહનરૂપે શ્રીગણપતિદેવે તેને જ (ઉંદરને) રાખ્યો છે, અને તેની જ મદદથી પોતે કર્મ કરી શકે છે પોતાના ભક્તના કર્મમા મદદ કરવાને અને તેના કર્મમા વિઘ્ન આવે તેને દૂર કરવાને પણ શ્રીગણપતિદેવ પોતાના વાહનનો જ ઉપયોગ કરે છે અને તેની જ મદદથી બધુ પોતાનું કર્મ કરે છે ઉંદર શ્રીગણપતિદેવનું વાહન છે

કર્મનો કર્ત્તા જ્યારે ધ્યાન ધરીને અને જ્ઞાન મેળવીને શ્રીગણપતિના અધ્યાત્મ સ્વરૂપવાળો થાય છે ત્યારે કર્ત્તાને પણ વાહન રાખવુ પડે છે શ્રીગણપતિદેવના અધ્યાત્મ સ્વરૂપવાળા થઈને કર્મ કરવાથી, તે કર્મ બહુ મોટુ થાય છે અને બહુ ભારી થાય છે. કર્ત્તાનુ (શુભ અથવા અશુભ) સારા પ્રસગનુ અથવા માઠા પ્રસંગનું કર્મ નાનુ હોતું નથી પણ તે કર્મ મોટું હોય છે અને તે કર્મમાં

બહુ કામ કરવાના હોવાથી તે કર્મ બહુ ભારી હોય છે કર્ત્તાનું કર્મ મોટુ અને બહુ ભારી હોય છે તેથી કર્ત્તાથી તે પોતાનુ કર્મ એકલાથી થઈ શકતું નથી. કર્ત્તા પોતાનુ (શુભ અથવા અશુભ) સારા પ્રસંગનુ અથવા માઠા પ્રસગનું કર્મ એકલો રહીને કરી શકતો નથી તેથી કર્ત્તાને મદદની (સહાયની) જરૂર રહે છે વાહનરૂપ કર્ત્તાને મદદ કરે છે, અને કર્ત્તા વાહનની મદદ મેળવીને જ પોતાનુ કર્મ કરી શકે છે વાહનની મદદથી કર્ત્તા પોતાને જ્યા જવું હોય ત્યા જાય છે આવે છે અને પોતાનુ બધુ કર્મ કરી શકે છે વાહન વગર કર્ત્તા એકલો કાઈ કરી શકતો નથી માટે કર્ત્તાને વાહન મેળવવુ જ પડે છે વાહનની મદદથી જ કર્ત્તા શ્રીગણુપતિ સ્વરૂપના જેવો થઇને કર્મ કરી શકે છે

શ્રીગણુપતિદેવનુ વાહન ઉંદરનું છે કર્ત્તાએ પણ શ્રીગણુપતિદેવની માફક પોતાના વાહનરૂપે ઉંદરને રાખવાનો છે અને ઉંદરની મદદથી જ બધુ પોતાનું કર્મ કરવાનુ છે. ઉંદરરૂપ વાહન કર્ત્તાને કર્મમા મદદ કરે છે તેથી જ કર્ત્તાનુ કર્મ થાય છે નહીં તો કર્ત્તાનુ કર્મ થતું નથી અને કર્ત્તાને જેવુ જોઇએ તેવુ ફળ મળતું નથી કર્મ કરવાને માટે અને તે કર્મનુ ફળ મેળવવાને માટે કર્ત્તાને કર્મ કરવુ પડે છે અને તે કર્મ કરવાને માટે પોતાના વાહનરૂપ ઉંદરની મદદ મેળવવી જ પડે છે ઉંદર જ્યારે વાહનરૂપે રહીને કર્ત્તાને તેના કર્મમા મદદ કરે છે ત્યારે જ કર્ત્તા પોતાનું કર્મ કરી શકે છે, નહીં તો કર્ત્તાનું કર્મ થતું નથી. વાહનરૂપ ઉંદર ઉપર બેસીને કર્ત્તા પોતાને જ્યા જવું હોય ત્યા જાય છે, લાવવુ મુકવું હોય તો લાવે મુકે છે, અને જે કર્મ કરવું હોય તે કરે છે ઉંદર કર્ત્તાને તેના કર્મમા પુરી મદદ કરે છે તેથી કર્ત્તાએ પણ શ્રીગણુપતિદેવની માફક ઉંદરનું વાહન મેળવવું અને કર્મ કરવુ ઉંદરની મદદથી કર્ત્તાનું કર્મ થશે અને તેને કર્મનુ ફળ મળશે.

કર્ત્તાનું શુભ અથવા અશુભ કર્મ મોટુ હોય છે અને તેમા વધારે કામ કરવાના હોવાથી તે કર્મ બહુ ભારી હોય છે તેથી કર્ત્તાથી તે પોતાનું મોટું અને ભારી કર્મ એકલાથી થઈ શકતું નથી. કર્મ કરવાને માટે કર્ત્તાને મદદ મેળવવી પડે છે અને જ્યારે મદદ મેળવે છે ત્યારે જ કર્ત્તા કર્મ કરી શકે છે. કર્ત્તાને પોતાના કર્મમા ઘણે ઠેકાણે જવા આવવાનું હોય છે, ઘણુ લાવવા મુકવાનુ હોય છે, ઘણું કહેવા સભળાવવાનુ હોય છે અને ઘણુ કામ કરવાનું હોય છે. મદદ મળે છે ત્યારે જ કર્ત્તા બધું પોતાનુ કર્મ કરી શકે છે નહીં તો કર્ત્તાનું કર્મ થતું જ નથી.

કર્ત્તાને કર્મમા કોઇ જ મદદ કરતું નથી પણ કર્ત્તાના પોતાના સગા અને સબંધીઓ જ મદદ કરીને કર્ત્તાનું કર્મ કરાવે છે. કર્ત્તાને પોતાના સગાઓની મદદ મેળવવી જ પડે છે અને તેની જ મદદથી કર્મ કરવું પડે છે, કારણુ કે જો સગા તથા સબધીઓની મદદ કર્ત્તાને મળતી નથી તો કર્ત્તાનુ કર્મ થતું નથી અને કર્ત્તાને કર્મનુ ફળ મળતુ નથી. સગાઓની મદદથી જ કર્ત્તા બધુ કરી શકે છે સગાઓ કર્ત્તાને કર્મમા મદદરૂપે રહીને કર્ત્તાના બધા જ કર્મ કરે છે જ્યા જવુ આવવુ હોય ત્યા સગાઓ જાય છે, આવે છે, લાવવુ મુકવુ હોય તો લાવે છે, મુકે છે, કોઈને બોલાવવુ હોય તો બોલાવે છે અને કહેવુ હોય તો કહે છે વિગેરે કર્ત્તાના બધા જ કર્મ કરે છે કર્ત્તા શ્રીગણુપતિદેવના અધ્યાત્મ સ્વરૂપની માફક પોતાના સગા તથા સબધીઓ ઉપર જ (કર્મનો આધાર રાખીને) બેસી રહે છે, અને સગા તથા સબંધીઓની મદદથી જ (આધારથી, સહાયથી) કર્મ કરે છે કર્ત્તાને સગાઓ જ વાહનરૂપે રહે છે અને તેથી તેઓ વાહનની જેમ રહીને કર્ત્તાના કર્મ કરવાને જાય છે આવે છે અને કર્ત્તાનું કર્મ કરે છે. સગા તથા સબધીઓની મદદથી જ કર્ત્તા પોતાનું કર્મ કરે છે, તેથી

કર્ત્તાને પોતાના સગાં તથા સબંધીઓની મદદ મેળવવી જ પડે છે અને તેમની મદદથી જ કર્મ કરવું પડે છે સગાઓ કર્ત્તાના વાહનરૂપે રહીને કર્ત્તાના બધા કામ કરવા લાગે છે અને કર્ત્તાનું કર્મ કરાવે છે સગાં તથા સબધીઓ કર્ત્તાનું અધ્યાત્મ વાહનનુ રૂપ છે.

---

## ઉંદર રૂપ.

કર્ત્તાને પોતાનું કર્મ કરવાને માટે પોતાના સગાઓની મદદ મેળવવી જ પડે છે અને જ્યારે સગા તથા સંબંધીઓ કર્ત્તાને વાહનરૂપે રહીને તેના કર્મમા મદદ કરે છે ત્યારે જ કર્ત્તા પોતાનું કર્મ કરી શકે છે અને ફળ મેળવી શકે છે સગા તથા સબંધીઓ વાહનનું રૂપ છે અને અધ્યાત્મ ઉંદરનુ સ્વરૂપ છે, કારણ કે તેઓ ઉંદરના સ્વભાવથી રહે છે અને ઉંદર કર્મ કરવાવાળા હોય છે. સગા અને સબંધીઓ સ્વભાવથી ઉંદર જેવા રહે છે અને કર્ત્તાના કર્મમા ઉંદર કર્મ કરે છે સગા અને સંબધીઓ ઉંદરરૂપ રહીને કર્ત્તાને વાહનરૂપે તેના કર્મમા મદદ કરે છે અને કર્ત્તાનુ કર્મ કરાવે છે ઉંદરરૂપ સગાઓ કર્ત્તાનું બધું જ કર્મ કરે છે, જ્યા જવું હોય ત્યા જાય છે, લાવવું હોય તે લાવે છે અને જે કર્મ કરવું હોય તે કરે છે. ઉંદરરૂપ સગા બધી જ જગ્યા ઉપર જવા આવવાવાળા હોય છે તેથી તેઓ નાની જગ્યામા અને મોટી જગ્યાએ પણ જાય છે આવે છે અને કર્મ કરે છે. નાનામા નાનું કામ અને મોટામાં મોટુ કામ પણ સગાઓ જ કરે છે અને તેથી કર્ત્તાના ઉંદરરૂપ સગાઓ બહુ શક્તિવાળા રહે છે સગાંઓની મદદથી જ કર્ત્તા પોતાનુ શુભ અથવા અશુભ કર્મ કરી શકે છે નહીં તો કર્ત્તાનું કર્મ થતું નથી. કર્ત્તા એકલો રહીને કાંઈ કરી શકતો નથી.

સગાં અને સબધીઓ ઉંદરનું રૂપ છે, સ્વભાવથી ઉંદરરૂપે રહીને કર્ત્તાના કર્મમા સહાય (મદદ) કરે છે. સગાઓ રાજી રહીને કર્મ કરે છે ત્યારે કર્ત્તાનુ કર્મ થાય છે અને નારાજ થઈને કર્મ કરવા લાગે છે ત્યારે તે સગાઓ ઉંદર કર્મ કરીને કર્ત્તાનું કર્મ બગાડે છે. સગા અને સબધીઓ જરામા રાજી થાય છે અને જરામા નારાજ થાય છે. સગાઓ જ્યારે રાજી હોય છે ત્યારે કર્ત્તાનું બધુ કર્મ સારી રીતે કરે છે પણ જ્યારે તે જ સગાઓ નારાજ રહે છે અથવા હોય છે ત્યારે કર્ત્તાનું કર્મ ઉંદર કર્મ કરીને કરડી ખાય છે, એટલે કર્ત્તાનુ કર્મ બગાડી નાખે છે જે પ્રમાણે ઉંદરને કરડી ખાતા વાર લાગતી નથી, તેજ પ્રમાણે સગાઓને કર્ત્તાનુ કર્મ બગાડી નાખતા વાર લાગતી નથી. જે પ્રમાણે ઉંદર પુકીને કરડે છે તેજ પ્રમાણે સગાઓ કર્ત્તાને પુકીને કરડે છે, કર્ત્તાને રાજી રાખે છે (પુકે, છે) અને કર્ત્તાનું કર્મ (કરડે છે) બગાડી નાખે છે સગાઓનો સ્વભાવ ઉંદરના જેવો રહે છે, તેથી તેઓ જરામા રાજી રહે છે અને કર્મ કરે છે અને જરામાં નારાજ થાય છે અને કર્મ બગાડે છે કર્ત્તાની નિંદા કરે છે અને તેના કર્મમા બગાડ કરીને તેનુ કર્મ બગાડી નાખે છે. કર્ત્તાનું ગમે તેવુ કર્મ હોય છે તે ઉંદરની જેમ સગાઓને બગાડી નાખતા વાર લાગતી નથી, કારણ કે કર્ત્તાનું કર્મ થાય છે તેમા પણ તેઓ રાજી રહે છે અને કત્તાનું કર્મ બગડે છે તેમા પણ સગાઓ રાજી રહે છે સગાંઓ કર્ત્તાનું કર્મ કરાવે પણ છે અને તે જ સગાંઓ કર્ત્તાનું કર્મ બગાડે પણ છે, કારણ કે સગાંઓનો સ્વભાવ ઉંદરના જેવો રહે છે તેથી તેઓ પ્રસગે રહીને ઉંદર કર્મ કરે છે.

શ્રીગણપતિદેવને પોતાના વાહન વગર ચાલતું જ નથી તેવી જ રીતે કર્ત્તાને પણ પોતાના વાહન (સગાઓ) વગર ચાલતું જ નથી. શ્રીગણપતિદેવ પોતાના વાહનની જ મદદથી પોતાનું બધુ કર્મ કરી શકે છે તેવી જ રીતે કર્ત્તા પણ પોતાનું બધું કર્મ પોતાના વાહન

રૂપ સગાઓની મદદથી જ કરી શકે છે શ્રીગણુપતિદેવના વાહનનું રૂપ ઉંદરનું છે તેવી જ રીતે કર્ત્તાના વાહનનું રૂપ (સગાંઓ) પણુ ઉંદરના સ્વરૂપનુ હોય છે અને ઉંદર કર્મ કરવાવાળું હોય છે શ્રીગણુપતિદેવ પોતાના વાહન ઉપર બેસીને કર્મ કરે છે તેવી જ રીતે કર્ત્તા પણુ પોતાના વાહનરૂપ સગાઓ ઉપર બેસી રહે છે અને કર્મ કરે છે કારણુ કે કર્ત્તાને બધો આધાર પોતાના સગાઓ ઉપર જ રાખવો પડે છે અને આધાર રાખીને બેસી રહેવું પડે છે. સગાઓ જ્યારે મદદ કરે છે ત્યારેજ કર્ત્તાનુ કર્મ થાય છે અને તેથી સગાઓની મદદથી જ કર્ત્તા કર્મ કરી શકે છે. ઉંદર શ્રીગણુપતિદેવનુ વાહન છે અને સગાં તથા સબંધીઓ કર્મના કર્ત્તાનું વાહન રૂપ છે.

---

## ચોખા ચઢાવવા.

ધર્મશાસ્ત્રો આજ્ઞા કરે છે અને શીખામણુ આપે છે કે શ્રીગણુપતિદેવના વાહન ઉંદરને ચોખા ચઢાવવા. ઉંદરની પૂજા કરવી, તેને ચોખા નાખવા અને પ્રસાદી ખવડાવવી ઉંદરની પૂજા કરવાથી અને તેને ચોખા વિગેરેની પ્રસાદી ખવડાવવાથી ઉંદર કર્મમા મદદ કરે છે અને કર્મ કરાવે છે પણુ જો ઉંદરને પૂજતા નથી તેને ચોખા વિગેરે કાઈ પણુ નાખતા નથી અને પ્રસાદી ખવડાવતા નથી તો તે ઉંદર શ્રીગણુપતિદેવનુ પીતાબર પણુ કરડી ખાય છે અને શ્રીગણુપતિદેવને નુકશાન કરે છે, માટે શ્રીગણુપતિદેવના વાહનની પૂજા કરવી અને તેને ચોખા ચઢાવવા

કર્ત્તાએ પણુ પોતાના વાહનરૂપ (સગાઓને) ઉંદરને ચોખા ચઢાવવા ઉંદરને ચોખા ચઢાવવા એટલે સગા અને સબધીઓ કર્ત્તાને કર્મમા મદદ કરે છે તેથી તેમને જેવુ જોઇએ તેવુ આપવું સગા અને સબધીઓ કર્ત્તાને કર્મમા મદદ કરે છે અને કર્ત્તા પાસેથી તેનો બદલો મેળવવાની આશા રાખે છે કર્ત્તાને રાજી

રાખે છે અને તેના કર્મમાં સંપૂર્ણ મદદ કરે છે કર્તાનું કર્મ કરવા લાગે છે, જ્યા જવુ આવવું હોય ત્યા જાય છે આવે છે અને કાંઈ લાવવું મુકવુ હોય તો તે લાવે મુકે છે. કોઇને બોલાવવું હોય અથવા કાંઈ કહેવું હોય તો તે કર્મ કરીને કર્તાને તેના કર્મમાં સંપૂર્ણ મદદ કરે છે, તેથી દરેક કર્મના કર્ત્તાને ધર્મશાસ્ત્રો શીખવે છે કે પોતાના વાહનરૂપ સગાઓને રાજી રાખવા અને ચોખા ચઢાવવા.

ચોખા ચઢાવવા અથવા નાખવા એટલે સગાઓ જેઓ કર્મમા મદદ કરે છે અને કામ કરવા લાગે છે તેમને તેમનો યોગ્ય સત્કાર કરવો કર્મ પુરૂં થયા પછી જેને જેવું જોઇએ તેવું તેને આપવું અને સગાઓને રાજી રાખવા. સગાઓની મરજી મુજબ કર્ત્તા તરફથી તેમને મળે છે ત્યારે તે સગાંઓ રાજી રહે છે અને કર્ત્તાનું કર્મ સંપૂર્ણ કરાવવામા મદદ કરે છે, પણ જો સગાઓને કાંઈ મળતું નથી, તેમનો સત્કાર થતો નથી તો તે જ સગાઓ કર્ત્તાનું કર્મ સંપૂર્ણ કરાવવાને બદલે, તેનું કર્મ વિઘ્નો નાખીને અને વિઘ્નો લાવીને બગાડે છે માટે કર્મના કર્ત્તાએ પોતાના સગાઓને કર્મના બદલામા જેને જેવું જોઇએ તેવું આપવું અને તેમનો યોગ્ય સત્કાર કરવો.

કર્ત્તા જો પોતાના સગાં અને સંબધીઓને કર્મના બદલામાં કાંઇ આપતો નથી, તેમને રાજી રાખતો નથી અને તેમનો સત્કાર કરતો નથી તો તે જ સગાઓ નારાજ થઇને ઉંદરરૂપે કર્ત્તાનું કર્મ કરડી ખાય છે, (શ્રીગણપતિદેવનુ પીતાબર કરડી ખાય છે) અને કર્ત્તાને કર્મમાં નુકસાન કરે છે સગાઓ ઉંદર કર્મ કરવાવાળા સ્વભાવના હોય છે તેથી તેઓ કર્ત્તાને ફુકીને કરડે છે ફુકીને કરડે છે એટલે કર્ત્તાને રાજી રાખીને તેનુ કર્મ બગાડે છે સગા અને સબધીઓ અધ્યાત્મ ઉંદર સ્વરૂપ છે તેથી તેઓ ઉંદર કર્મ કરવાવાળા હોય છે, ફુકીને કરડી ખાનારા હોય છે અને ગમે તેવી વસ્તુને

કરડીને તેને બગાડી નાખનારા હોય છે માટે સમજણરૂપે દરેક કર્મના કર્તાને ધર્મશાસ્ત્રની આજ્ઞા છે કે પોતાના વાહનરૂપ (સગા-ઓને) ઉંદરને ચોખા ચઢાવવા, (સગા તથા સબંધીઓનો યોગ્ય સત્કાર કરવો) એટલે ઉંદર પોતાનું ઉંદર કર્મ કરશે નહીં અને જે તેને ખાવાનું મળે છે (જેને જે જોઇએ છીએ તે મળે છે) તેથી તે રાજી થઇને બેઠા બેઠા ખાશે.

શ્રીગણુપતિદેવના ભારી શરીરરૂપ કર્ત્તાનું કર્મ સગા અને સબધીઓની મદદથી જ થાય છે તેથી કર્ત્તાએ પોતાના સગાઓને રાજી રાખીને કર્મ કરવુ તેમ કરવાથી કર્ત્તાના કર્મમા વિઘ્ન આવશે નહીં અને તેનું કર્મ થશે સગાઓ મદદ કરશે, જશે આવશે, લાવશે મૂકશે, અને બધુજ કરવા લાગશે સગા અને સબધીઓ કર્ત્તાને કર્મમા મદદ કરે છે અને કર્ત્તાનુ કર્મ સપૂર્ણ કરાવે છે, તે બધા સગા તથા સબધીઓને કર્ત્તાએ રાજી રાખવા અને તેમને ચોખા ચઢાવવા. જો સગાઓ નારાજ થાય છે, તેમનો સત્કાર થતો નથી અથવા તેમને કાઈ કર્મ કરવાના બદલામા મળતું નથી અને જ્યારે નિરાશ થાય છે ત્યારે તેજ સગાઓ ઉંદર કર્મ કરે છે અને ઉંદર કર્મ કરીને કર્ત્તાનું (પીતાબર) કર્મ (કરડી ખાય છે) બગાડી નાખે છે, માટે વાહનરૂપ સગાઓની પૂજા કરવી (રાજી રાખવા) અને તેમને ચોખા ચઢાવવા (તેમનો સત્કાર કરવો) સગાં અને સબધીઓ જ શ્રીગ-ણુપતિદેવના વાહન ઉંદરનું અધ્યાત્મ સ્વરૂપ છે માટે કર્ત્તાએ પોતાના સગાં સબધીઓને રાજી રાખીને તેમની મદદથી કર્મ કરવું.



# ટુંક સાર

સંસારમાં અને વહેવારમાં દરેક મનુષ્યને શુભ અને અશુભ કર્મ કરવાં પડે છે તેથી પ્રસગે રહીને મનુષ્ય કર્ત્તારૂપે રહીને કર્મ કરે છે. કર્ત્તા થઇને મનુષ્ય કર્મ કરે છે પણ તેના કર્મમા વિઘ્ન આવે છે તેથી તેનું કર્મ બગડે છે, કર્મ થતુ નથી અને કર્મનુ ફળ મળતું નથી. ધર્મશાસ્ત્ર આજ્ઞા રૂપે શીખામણ આપે છે કે દરેક મનુષ્યે કર્મ કરવા પહેલા પ્રથમ શ્રીગણપતિદેવની સેવાપૂજા કરીને તેમનું ધ્યાન ધરવું અને ધ્યાન ધરીને તેના જેવા સ્વરૂપવાળા થઇને કર્મ કરવુ શ્રી-ગણપતિદેવનું ધ્યાન ધરીને અને તેના જેવા સ્વરૂપવાળા થઇને કર્મ કરવાથી કર્ત્તાનુ કર્મ થાય છે, અને તેનુ ફળ મળે છે શ્રીગણપતિ દેવના સ્વરૂપવાળા થઇને કર્મ કરવાથી શ્રીગણપતિદેવ કર્ત્તાને કર્મમાં સહાય કરે છે, તેના કર્મમા વિઘ્ન આવે છે તેને દૂર કરે છે અને કર્મ સપૂર્ણ કરાવીને કર્ત્તાને ફળ અપાવે છે

કર્ત્તા શ્રીગણપતિદેવની પૂજા કરે છે પણ અધ્યાત્મ સ્વરૂપથી શ્રીગણપતિના જેવો થતો નથી, શ્રીગણપતિના સ્વરૂપને જાણતો નથી, તે દેવને ઓળખતો નથી અને કર્મ કરે છે ત્યારે તેના કર્મમા જરૂર વિઘ્ન આવે છે, તેથી તેનુ કર્મ બગડે છે, નિંદાય છે અને થતું નથી શ્રીગણપતિદેવને ઓળખતો નથી તેનુ ધ્યાન ધરીને તેના જેવો થતો નથી અને કર્મ કરે છે ત્યારે તે કર્મ બગડે છે, અને થતું નથી તે પ્રત્યક્ષ છે માટે સ્વરૂપવાળા થઇને કર્મ કરવું.

"કર્ત્તાએ પ્રથમ પોતાને કર્મ કરવાનું છે તે કર્મ જોવું અને તેને ધ્યાનમા રાખવુ (પાટલો માડવો) કે અમુક કર્મ કરવાનું છે, ને અમુક કર્મને જોઇને અને તેને ધ્યાનમા રાખીને તે કર્મ કરવાનો નિશ્ચય કરવો (આસન વાળીને બેસવુ), અને તે ધ્યાનમા રાખેલું કર્મ કરવું જ છે એવો નિશ્ચય કરીને કર્મ કરવું"

ધ્યાનમા રાખેલું કર્મ કરવાનો નિશ્ચય કરીને કર્મ કરવું (પાટલો માંડીને તેના ઉપર આસન વાળીને બેસવું) અને પછી શ્રીગણપતિ-દેવનું ધ્યાન ધરીને તેના સ્વરૂપ જેવા થવું

કર્ત્તાએ અધ્યાત્મ પોતાનું માથુ મોટુ રાખવું એટલે કર્ત્તાએ કર્મમા મોટારૂપે રહીને કર્મ કરવું પ્રભાવ પડે તેવી રીતે રહેવું. ભાર પડે, મોટો ગણાય, બધા પુછીને કામ કરે તેવી રીતે મોટે માથે રહેવું કર્મની જવાબદારી પોતાના મોટા માથા ઉપર લઈને રહેવુ મોટા રૂપે રહીને કર્મ કરવાથી કર્ત્તાનો કર્મમા પ્રભાવ પડે છે, અને કર્ત્તાનું કર્મ થાય છે.

કર્ત્તાએ પોતાનું મોઢુ પણ મોટુ રાખવું કર્ત્તાને પોતાના કર્મમાં ઘણાં કામ કરવાનાં હોય છે તે બધાં કર્મના કામ કરવાં. બીજા મનુષ્યો કર્મ કરવા આવે તેમની પાસે પોતાના કર્મ કરાવવા મોટા મોઢાને ખોરાક બહુ જોઈએ છીએ તે પ્રમાણે કર્મમા મોટું મોઢુ રાખ-વાથી કર્મના બહુ કામ કરવા પડે છે તે બધાં કામ કરવા. કર્મના ઘણા કામ હોય છે તે બધા કામ કરવા પડે છે મોટા મોઢામાં નાનાં કામ, મોટાં કામ, ઘણાં કામ અને કર્મનાં બધાં કામ સમાય છે તે બધાં કર્મનાં કામ કરવાં

કર્ત્તાએ પોતાના મોઢા ઉપર શુંઢ રાખવી કર્ત્તાએ પોતાના વહેવારરૂપ સગા સંબધી, ઓળખાણ પાડોસી વીગેરેને બોલાવવા, કારણ કે કર્મનો વહેવાર અધ્યાત્મ શુંઢનુ સ્વરૂપ છે માટે તે વહે-વારને મોં ઉપર શુંઢની જેમ રાખવો. બધાને બોલાવવા અને તેમની સાથે રહીને કર્મ કરવુ. હાથી શુંઢથી શોભે છે તેવી રીતે કર્ત્તા પણ પોતાના વહેવારથી જ શોભે છે, માટે વહેવારમા બધાને બોલાવીને અને તેમની સાથે રહીને કર્મ કરવું વહેવાર શુંઢનું સ્વરૂપ છે અને તે કર્ત્તાના મોં ઉપર રહે છે. કર્ત્તા જ્યારે પોતાના મોંથી બધાને

બોલાવે છે ત્યારે જ બધા આવે છે, જાય છે અને કર્મ કરવા લાગે છે. વહેવાર આવીને કર્ત્તાને મદદ કરે છે ત્યારે જ કર્ત્તાનું કર્મ થાય છે અને કર્ત્તા તે વહેવારમાંથી જ પોતાના કર્મનું ફળ મળવે છે, માટે વહેવારને બોલાવવો, તેની સાથે રહેવું અને કર્મ કરવું.

કર્ત્તાએ પોતાના વહેવારરૂપ શુંઢ ઉપર શ્રીગણુપતિની માફક મોટો દાત રાખવો કર્ત્તાએ પોતાના કર્મનો દેખાવ મોટો કરવો, મોટારૂપે રહેવું અને મોટારૂપે બોલવું ચાલવું અને મોટા દાતની જેમ કમ કરવું મોટી મોટી વાતો કરવી, દેખાવ મોટો કરવો અને મજબુત બતાવવો કારણ કે શ્રીગણુપતિનો બહાર દેખાડવાનો દાવ બહુ મોટો અને મજબુત હોય છે, પર્વતને ખસેડી શકે તેટલી શક્તિવાળો રહે છે. કોઇ કહે આમ કરો તો વધારે સારૂ માટે આમ કરો, તેમ કરો, તેમ કરવામા મોટાઈ છે, વિગેરે ઘણું મોટું અને બહુ સારૂ દેખાય તેવુ કરો, તે બધાની સાથે મળીને રહેવું અને તેમના જેવી વાતો કરવી.

---

## પણ નાના દાંત

બહાર દેખાવ કરવાના અને મોઢામાં ચાવવાના દાંત જુદા હોય છે. બહારના દાતથી પથ્થર ઉંચકાય છે વિગેરે મોટા કર્મ થાય છે પણ નાના દાતથી તેમ થતું નથી. નાના દાંતથી પથ્થર ચવાય નહીં, મોટું ખવાય નહીં પણ જે ખાઈ શકાય તેજ નાના દાતથી ખવાય છે અને તેનાથી ચાવી શકાય છે તે જ ચાવી શકે છે માટે નાનાં દાંતથી થઈ શકે તેટલુ જ કામ કરવું નાના દાંતથી થઈ શકે તેટલુ જ કર્મ કરવું એટલે થઇ શકે બની શકે તેવી રીતે કર્મ કરવુ. થાય તે પ્રમાણે કરવું, પેહોંચી શકાય તે પ્રમાણે કરવું, ઉંચકી શકાય તે પ્રમાણે કરવું, આવી રીતે જે કર્મ કર્ત્તાથી થઇ શકે તે જ કમ કરવું. કર્ત્તાએ પોતાના નાના દાત તરફ જોવું અને કર્મ કરવું.

કર્ત્તાએ પોતાના કાન શ્રીગણપતિદેવની માફક મોટા રાખવા અને ઘડીએ ઘડીએ હલાવ્યા જ કરવા કર્ત્તાએ પણ પોતાના કાનને તેનુ સ્વરૂપ આપવુ અને મોટા કાન રાખીને ઘડીએ ઘડીએ હલાવવા. કાન મોટા રાખવા એટલે કર્ત્તાએ પોતાને જે કોઈ કહેવા આવે તે બધાનુ સાભળવુ કર્ત્તા મોટારૂપે રહીને કર્મ કરે છે તેથી તેના કર્મમા ઘણા મનુષ્યો કહેવાને આવે છે માટે કર્ત્તાએ પોતાના કાન ઘડીએ ઘડીએ હલાવીને બધાનુ કહેવુ સાભળવુ બધાનું સાભળવાને માટે કાન તૈયાર રાખવા, ઉઘાડા રાખવા અને હલાવવા, બધાનુ સાભળવુ કોઇનુ સાભળે અને કોઇનું નહીં સાંભળે તે નાના કાનનુ સ્વરૂપ છે. મોટા કાન બધાનુ સાંભળે છે અને નાના કાન કોઇનુ સાભળે છે અને કોઈનું સાંભળતા નથી. નાના કાન રાખીને રહેવાથી કર્મમા વિઘ્ન આવે છે કારણ કે કોઇનુ નહીં સાભળે તે કર્ત્તાને કર્મમા વિઘ્ન લાવે છે અને કર્ત્તાને નુકસાન કરે છે, માટે કર્ત્તાએ પોતાના મોટા કાન રાખીને રહેવુ અને કર્મ કરવુ

કર્મના કર્ત્તાએ પોતાનું પેટ શ્રીગણપતિદેવની માફક મોટુ અને ફુડવાળુ રાખવુ કર્ત્તાએ પોતાના મોટા કાન રાખીને બધાનુ સાભળવું અને તે સાભળીને પોતાના પેટમા શ્રીગણપતિદેવની માફક ભરી મુકવુ બધાનુ સાભળવુ અને પોતાના પેટમા ભરીને પેટ મોટુ અને ફુડવાળુ કરવુ બધાનુ સાભળીને શાત રહેવુ અને કર્મ કરવું. સાભળેલુ પેટમા રહેતુ નથી તો કર્મમા વિઘ્ન આવે છે. સાભળીને કોઇને કહી દે છે તો કર્મમા વિઘ્ન આવે છે. સાભળીને પેટમાથી કાઢી નાખે છે તો કર્મમા વિઘ્ન આવે છે અને તેથી કર્મ બગડે છે, માટે શ્રીગણપતિદેવની માફક પોતાનુ પેટ મોટુ અને ફુડવાળુ રાખીને બધાનું સાભળવુ અને પેટમા ભરી મુકવુ શ્રીગણપતિદેવ બહુ બોલતા નથી તેથી કર્ત્તાએ પણ સાંભળીને બહુ બોલવું નહીં અને

સાંભળીને શાંત રહેવુ. તેમ કરવાથી કર્ત્તાના કર્મમા વિઘ્ન આવશે નહીં અને કર્મ થશે

કર્ત્તાએ શ્રીગણુપતિદેવની માફક પ્રથમ સ્ત્રી રિદ્ધિની સાથે લગ્ન કરવું કર્ત્તાએ પોતાને કરવાના કર્મની સમજણ પ્રથમ મેળવવી. કર્મની સમજણ એ જ રિદ્ધિનું અધ્યાત્મ સ્વરૂપ છે, માટે કર્મની સમજણ બહારથી મેળવવી. કર્મ કેમ કરવું, કર્મ કયા કરવું, કર્મ કેવી રીતે કરવુ અને તે કર્મમા શું કરવુ વીગેરે કર્મની સમજણ મેળવીને કર્મ કરવુ કર્મની સમજણ મેળવ્યા વગર કર્ત્તા કર્મ કરે છે ત્યારે તેના કર્મમા વિઘ્ન આવે છે સમજણ વગરનું કર્મ થતું નથી અને બગડે છે તેથી કર્મનુ ફળ મળતુ નથી માટે શ્રીગણુપતિદેવની માફક કર્ત્તાએ પ્રથમ સ્ત્રી રિદ્ધિ (કર્મની સમજણ) મેળવવી કર્મની સમજણ સ્ત્રીરૂપે રહીને કર્ત્તાને કર્મમા મદદ કરે છે

કર્ત્તાએ શ્રીગણુપતિદેવની માફક બીજી સ્ત્રી સિદ્ધિ પણ મેળવવી. સમજણ મેળવીને કર્મ કરવાથી કર્મ સિદ્ધ થાય છે. સમજણ મેળવ્યા વગર કર્ત્તા કર્મ કરે છે ત્યારે તે કર્મ સપૂર્ણ થતું નથી અને કર્મ બગડે છે, કર્મ નીંદાય છે અને કર્ત્તા ફજેત થાય છે વીગેરે અનેક હરકતોથી કર્મ બગડે છે અને તેથી કર્મ સિદ્ધ થતુ નથી બગાડી નાખેલા કર્મની સીદ્ધી નથી માટે કર્ત્તાએ સિદ્ધિને પોતાની સ્ત્રી બનાવવાને માટે પ્રથમ કર્મની સમજણ મેળવીને (રિદ્ધિ મેળવીને) કર્મ કરવું એટલે કર્મની સિદ્ધિ કર્મ સપૂર્ણ થાય છે અને જ્યારે તે કર્મનું ફળ મળે છે ત્યારે તે કર્મ સિદ્ધ થયેલુ ગણાય છે કર્મની સમજણ અને કર્મની સિદ્ધતા એ બન્ને કર્ત્તાને સ્ત્રીરૂપે રહીને મદદ કરે છે માટે કર્ત્તાએ બન્નેને સ્ત્રીરૂપે બહારથી મેળવવા અને કર્મ કરવુ

કર્ત્તાએ શ્રીગણુપતિદેવની જેમ વાહન રાખવું. દરેકને વાહનની જરૂર છે દેવને પણ વાહન જોઇએ છીએ કારણુ કે વાહન વગર

તેમને ચાલતું નથી અને કાંઇ કર્મ થઇ શકતું નથી. કર્ત્તાને પણ વાહનની જરૂર રહે છે કારણ કે જવા, આવવા, લાવવા, મુકવા વીગેરે કર્ત્તાનાં કામ વાહનની મદદથી જ થાય છે. આ વાહન આધ્યાત્મીક છે અને નહીં દેખાય તેવું છે પણ જ્ઞાનથી અને અનુભવથી સમજી શકાય તેવું છે કર્મના દરેક કર્ત્તાને સગાં સંબધી હોય છે. સગાં તથા સબધીઓને લીધે જ કર્ત્તા પૃથ્વી ઉપર ઓળખાય છે અને તેઓને લીધે જ કર્મ કરી શકે છે. સગાં તથા સંબધીઓમા રહીને જ કર્ત્તાને કર્મ કરવું પડે છે કારણ કે કર્ત્તાના કર્મમા સગાઓ જ મદદ કરે છે સગાઓની મદદથી કર્ત્તાને જેવું કરવું હોય તેવું કર્મ કરી શકે છે, જે લાવવુ મુકવું હોય તે લાવી શકે છે અને જ્યા જઇને કર્મ કરવું હોય ત્યા જઇને તે કર્મ કરી શકે છે આ સગાં સંબધીઓ જ અધ્યાત્મ કર્ત્તાનુ વાહનનું રૂપ છે વાહન ઉંદરનુ છે માટે કર્ત્તાના સગા સબધીઓ ઉંદરના જેવા હોય છે. સગાઓ ઉંદર કર્મ કરવાવાળા હોય છે કારણ કે જ્યારે કર્ત્તા કર્મ કરે છે ત્યારે તે સગાઓ કર્ત્તાનું કર્મ કરવા લાગે છે, અને કર્ત્તાને તેના કર્મમા સંપૂર્ણ મદદ કરે છે કર્મના બદલામા સગાઓ પોતાનો સત્કાર કર્ત્તા પાસેથી મળવાની આશા રાખે છે. સગાઓને સત્કારરૂપ કર્ત્તા પાસેથી જ્યારે કાંઈ મળતું નથી ત્યારે તેનુ કર્મ બગાડે છે. તેઓ સમજાવીને, રીસાઇને લડીને કર્ત્તાની પાસે રહીને પોતાના લાભને માટે પ્રયત્ન કરે છે પણ જ્યારે સગાઓને કર્ત્તા પાસેથી કાંઇ મળતું નથી ત્યારે તરત જ તે ઉંદરો કર્ત્તાનુ કર્મ બગાડી નાખે છે. જ્યારે સગા નારાજ થાય છે અને જ્યારે તેમને કાંઇ મળતું નથી ત્યારે તરત જ તેઓ કર્ત્તાનું કર્મ બગાડે છે અને તેના કામમા વિઘ્ન નાખવાને તૈયાર થઇ જાય છે, તેની નીંદા કરે છે અને કર્ત્તાનું કર્મ બગાડવાને તેઓ દરેક ઉપાય કરે છે કારણ કે તેઓ અધ્યાત્મ ઉંદર સ્વરૂપ રહે છે. સગાઓ નારાજ થાય છે ત્યારે તરત જ ઉંદર કર્મ કરીને કર્ત્તાનુ કર્મ બગાડે છે તેમાં જરા

પણ શકા જેવુ નથી સગાઓ જ ઉંદર કર્મ કરીને કર્ત્તાને નુકસાન કરે છે માટે કર્ત્તાએ પોતાના ઉંદરરૂપ અને વાહનરૂપ સગા તથા સબધીઓને રાજી રાખવા શ્રીગણુપતિદેવને ઉંદરના વાહન વગર ચાલતુ જ નથી તેવી જ રીતે કર્ત્તાને પણ પોતાના સગા વગર ચાલતુ જ નથી. સગાએ વાહનરૂપે કર્ત્તાની પાસે રહે છે અને કર્ત્તાન કર્મમા મદદ કરીને કર્મને સપૂર્ણ કરાવે છે તેથી કર્ત્તાએ પોતાના ઉંદરરૂપ વાહનનો ચોગ્ય સત્કાર કરવો ઉંદરને જો ચોખા ચઢાવ્યા નહીં હોય તો તે ઉંદર શ્રીગણુપતિનુ પીતાબર કરડી ખાય છે તેવી જ રીતે કર્ત્તા જો પોતાના સગાઓનો સત્કાર નહીં કરે, તેમને જેવુ જોઇએ તેવુ નહીં આપે તો તે જ સગાએ કર્ત્તાનું કર્મ બગાડી નાખે છે, માટે ઉંદરને ચોખા ચઢાવવા. કર્મ સપૂર્ણ થયા પછી દરેકને કર્મનો બદલો આપવો

કર્ત્તાનું બહુ મોટુ અને ભારી કર્મ સગાઓની મદદથી જ થાય છે માટે દરેક કર્મના કર્ત્તાએ પોતાના સગા તથા સબધીઓને બોલાવવા, તેમની મદદ મેળવવી અને કર્મ કરીને તેમનો ચોગ્ય સત્કાર કરવો. તેમ કરવાથી કર્મમા વિઘ્ન આવશે નહીં અને કર્મ સપૂર્ણ થઇને ફળ મળશે.

શ્રીગણુપતિદેવના અધ્યાત્મ સ્વરૂપવાળા થઇને કર્મ કરવાથી કર્મમા વિઘ્ન આવતા નથી, કર્મમા મદદ મળે છે, તેથી કર્મ સંપૂર્ણ થાય છે અને તેનુ ફળ મળે છે માટે દરેક મનુષ્યે ધર્મ શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે પ્રથમ કર્મ કરવા પહેલાં શ્રીગણપતિદેવનુ પૂજન કરવું અને તેમના સ્વરૂપનું ધ્યાન ધરીને તેમના જેવા અધ્યાત્મ સ્વરૂપે રહીને કર્મ કરવું.

## મનુષ્યને સંસારમાં અને વહેવારમાં રહીને કર્મ કરવાનું છે.

## સંસાર અને વહેવાર શું.

